૨૯૮૭

# રશયન રાજયની કેટલીક હકીકત.

સતાવાર પુસ્તક તથા બીજાં સાધનો ઉપરથી.

મુંબઈ,
મુંબઈ સમાચાર છાપખાનામાં
માણેકજી બરજોરજી મીનોચેહેર હોમજીનાએ
છાપયું છે.

સન ૧૮૮૬.

# ખુલાસો.



હીંદુસ્થાનની ઊતર પશ્ચિમ સરહદ ઊપર રશ્યન રાજ્ય તરફથી જે હીલચાલ થાય છે, તેથી આ દેશમાં કોઈ અજાણ્યું રહ્યું નહી હશે. તેને લગતી કેટલીક હકીકત, એટલામાટે, નીરૂપયોગી થઈ પડશે નહી. આ હકીકતનો મોટો ભાગ, સને ૧૮૮૬ નાં વરસનાં "સ્તેટસમેનસ યર બુક" નામનાં લનડનમાં પ્રગટ થતાં વાર્શીક પુસ્તકમાંથી લીધો છે; અને બાકીનો ભાગ જે પુસ્તકો અથવા પત્રોમાંથી લીધો છે, તેમનાં નામ ઘટતી જગોએ દરશાવ્યાં છે.



# સાંકળિયું.



# રશ્યન રાજ્યની કેટલીક હકીકત.

## હાલ રાજ્યકરતો શેહેનશાહ અને તેનું કુટુંબ.

તમામ રશ્યન મુલકોનો શેહેનશાહ ત્રિજો એલેક્ઝાન્દર તા૦ ૨૬ મી ફેબ્રુઆરી (નવા ધોરણ મુજબ તા૦ ૧૦ મી માર્ચ) ૧૮૪૫ ને દિને જનમ્યો હતો. મરનાર શેહેનશાહ બીજો એલેકઝાન્દર અને હેસી-દાર્મસ્તેદતના ગ્રાંદ-દયુકની દીકરી શાહજાદી મેરાયા એઓનો તે વડો પુત્ર હતો. તેનો પીતા એક ખુનીને હાથે માર્યો જવાથી તા૦ ૧ લી માર્ચ (નવાં ધોરણ મુજબ તા૦ ૧૩મી માર્ચ) ૧૮૮૧ ને દિવસે તે ગાદીએ આવ્યો હતો અને તેને રાજ્યભિશેક કરવાની ક્રિયા મોસ્કો ખાતે તા૦ ૨૭ મી મે ૧૮૮૩ ને દિવસે થઈ હતી. તા૦ ૯ મી નવેમ્બર ૧૮૬૬ ને દિવસે દેન્માર્કના રાજા ૯ મા ક્રીસ્ચયનની પુત્રી શાહજાદી મેરાયા દેગમાર સાથે તે પરણ્યો હતો, જેણી તા૦ ૨૬મી નવેમ્બર ૧૮૪૭ ને દીવસે જનમી હતી.

### શેહેનશાહના છોકરાંઓ.

૧ ગ્રાંદ-દયુક નીકોલસ, ગાદીવારેસ શાહજાદો, તા૦ ૬ઠી (૧૮ મી) મે ૧૮૬૮ ને દિવસે જનમ્યો હતો.

૨ ગ્રાંદ-દયુક જ્યૉર્જ, તા૦ ૨૭ મી એપ્રિલ (તા૦ ૯મી મે) ૧૮૭૧ ને દિવસે જનમ્યો હતો.

૩ ગ્રાંદ-દચેસ ક્રેનાયા, તા૦ ૨૫મી માર્ચ (તા૦ ૬ઠી એપ્રિલ) ૧૮૭૫ ને દિવસે જનમી હતી.

૪ ગ્રાંદ-ડ્યુક માઇકેલ, તા૦ ૨૨ મી નવેમ્બર (તા૦ ૪ થી ડીસેમ્બર) ૧૮૭૮ ને દિવસે જનમ્યો હતો.

૫ ગ્રાંદ-દચૅસ ઑલગા, તા૦ ૧ લી જુન (તા૦ ૧૩મી જુન) ૧૮૮૨ ને દિવસે જનમી હતી.

## શેહેનશાહના ભાઇઓ તથા બેહેનો.

૧ ગ્રાંદ-ડ્યુક વ્લાદિમિર, તા૦ ૧૦મી (તા૦ ૨૨મી) એપ્રિલ ૧૮૪૭ને દીવસે જનમ્યો હતો; તા૦ ૧૬ મી (૨૮મી) ઑગસ્ત ૧૮૭૪ને દિવસે મેકલૅનબર્ગ-શ્વૅરિનની શાહજાદી મેરી સાથે તે પરણ્યો હતો. એ લગ્નથી તેમને ત્રણ દીકરા અને એક દીકરી અવતરેલાં છે:-૧ સિરિલ, તા૦ ૩૦મી સપ્તેમબર (૧૨મી અકતોબર) ૧૮૭૬ને દિવસે જનમ્યો હતો. ૨. બોરિસ, તા૦ ૧૨મી (૨૪ મી નવેમ્બર) ૧૮૭૭ ને દિવસે જનમ્યો હતો. ૩. ઍન્દ્રયાસ, તા૦ ૨ ૭ (૧૪મી) મે ૧૮૭૯ ને દિવસે જનમ્યો હતો. ૪ હૅલન, તા૦ ૧૭મી (૨૯મી) જૅન્યુઆરી ૧૮૮૨ ને દિવસે જનમી હતી.

૨ ગ્રાંદ-ડ્યુક ઍલૅક્ષિસ, હાઈ ઍડમિરલ, તા૦ ૨૭ (૧૪ મી) જૅન્યુઆરી ૧૮૫૦ ને દિવસે જનમ્યો હતો.

૩ ગ્રાંદ-દચેસ મેરી, તા૦ ૫મી (૧૭મી) અકતોબર ૧૮૫૩ને દીને જનમી હતી; ગ્રેટ બ્રિતનનાં માહારાણી વિકતોર્યાના પુત્ર શાહજાદા ડ્યુક ઑવ એડિનબરો સાથે તા૦ ૨૧ મી જૅન્યુઆરી ૧૮૭૪ ને દિવસે પરણી હતી; એ લગ્નથી તેમને પાંચ છોકરાં થયાં હતાં:— ૧ આલફ્રેદ, તા૦ ૧૫ મી અકતોબર ૧૮૭૪ ને દિવસે; ૨ મેરી, તા૦ ૨૯મી અકતોબર ૧૮૭૫ ને દિવસે; ૩ વિકતોર્યા, તા૦ ૨૫ મી ન-

ટેમ્બર ૧૮૭૬ ને દિવસે; ૪ ઍલૅક્ઝાન્દ્રા, તા૦ ૧ લી સ-પ્ટેમ્બર ૧૮૭૮ ને દિવસે; ૫ બિએત્રિસ, તા૦ ૨૦ મી એ-પ્રિલ ૧૮૮૪ ને દિવસે.

૪ ગ્રાંદ-દયુક સર્જયસ તા૦ ૨૯ મી એપ્રિલ (૧૧ મી મે) ૧૮૫૭ ને દિવસે જનમ્યો હતો; તા૦ ૩ જી (૧૫મી) જુન ૧૮૮૪ ને દિવસે હેસ્સિદાર્મસ્તૅદતની શાહજાદી એલિ-ઝાબેથ સાથે પરણ્યો હતો.

૫ ગ્રાંદ-દયુક પૉલ, તા૦ ૨૧ મી સપ્તેમ્બર (તા૦ ૩ જી અક્ટોબર) ૧૮૬૦ ને દિવસે જનમ્યો હતો.

## શેહેનશાહના કાકા તથા ફુઈ.

૧ ગ્રાંદ-દચેસ૦ઑલગા, મરનાર શેહેનશાહ બીજા ઍલૅક્ઝાન્દરની બેહેન, તા૦ ૩૦ મી ઑગસ્ત (૧૧ મી સ-પ્ટેમ્બર) ૧૮૨૯ ને દિવસે જનમી હતી; તા૦ ૧લી (૧૩મી) જુલાઈ ૧૮૪૬ ને દિવસે તે વેલાના વર્તેમ્બર્ગના પાતવિ કુંવર અને હાલના રાજા શાહજાદા કાર્લ સાથે પરણી હતી.

૨ ગ્રાંદ-દયુક કૉન્સતનતાઇન, મરનાર શેહેનશાહાનો ભાઈ, તા૦ ૯મી (૨૧ મી) સપ્ટેમ્બર ૧૮૨૭ ને દિવસે જ-નમ્યો હતો; રશ્યાના દર્યાઈ કાફલામાં તે હાઈ એદમિરલ છે; તા૦ ૩૦મી આગસ્ત (૧૧મી સપ્ટેમ્બર) ૧૮૪૮ ને દિવસે સૅક્ષ-ઑલ્તૅનબર્ગની શાહજાદી ઍલૅક્ઝાન્દ્રા સાથે પરણ્યો હતો, અને તે ભજ્મથી તેમને પાંચ છોકરાં અવતરેલાં છે.

૩. ગ્રાંદ-દયુક નીકોલસ, મરનાર શેહેનશાહનો ભાઈ તા૦ ૨૭મી જુલાઈ (૮મી આગસ્ત) ૧૮૩૧ ને દિવસે જનમ્યો હતો; રશ્યન લશ્કરમાં તે ફિલ્દ માર્શલનો તથા ઘોડેસ્વાર લશ્કર તથા એનજીન્યરોની ટોળીના ઇન્સપેકતર-જેનરલનો ઓહ્દો ધરાવે છે; તા૦ ૨૫મી જૅન્યુઆરિ (તા૦

૬ ઠી ફેબ્રુઆરિ ) ૧૮૫૬ ને દિવસે ઓલ્દનબર્ગની શાહઝાદી ઍલૅક્ઝાન્દ્રા સાથે તે પરણ્યો હતો, અને તે લગ્નથી તેમને બે છોકરા થયા છે.

૪. ગ્રાંદ-ડ્યુક માઇકિલ, તા૰ ૧૩મી (૨૫મી) અક્તોબર ૧૮૩૨ને દિવસે જનમ્યો હતો; રશ્યન લશકરમાં તે ફિલ્દ માર્શલ છે; તા૰ ૧૬મી (૨૮મી) ઑગસ્ત ૧૮૫૭ ને દિવસે બેદનની શાહાજાદી સૅસિલ્યા સાથે પરણ્યો હતો અને તે લગ્નથી તેમને સાત છોકરાં અવતર્યાં છે.

## રશ્યાનાં પાદશાહી વંશની ઓલાદ.

રશ્યાનું રાજ્યકરતું કુટુંબ રૂરિક વંશ ખતમ થવા બાદ માતા તરફનો હક મેલવિને ૧૬૧૩માં ગાદીનશીન થયલા માઇકલ રોમેનોફ તરફથી સ્ત્રીની લાઇનમાં અને ઓલ્દેનબર્ગનાં રાજ્યવંશી કુટુંબની એક નાહાની શાખાના ૧૭૦૧માં જન્મેલા વડા હોલસ્તીન ગોર્તૉર્પવાળા દ્યુક કાર્લ ફ્રૅદરિકથી મરદની લાઇનમાં ઉતર્યું છે. શેહેનશાહ ૧લા પીતરે રશ્યાને યુરોપનાં પશ્ચિમ તરફનાં રાજ્યો સાથે વધુ સંબંધમાં મેલવાની સરજત ધરાવનારી જે મોટી સુધારાની યોજનાઓ ઘડી હતી, તેમાંની એક યોજનાની રૂહે તેણે પોતાની પુત્રી શાહાજાદી ઍનને હોલસ્તીન-ગોર્તૉર્પવાળા દ્યુક કાર્લ ફ્રૅદરિક સાથે પરણાવી હતી. ૧ લા પીતરની ગાદીએ તેની બીજી બાનુ કૅથેરાઇન આવી હતી, જેણી એક લિથોન્યન ખેડુતની પુત્રી હતી; અને તેણીની ગાદીએ પીતરનો દૌત્ર ૨ જો પીતર ગાદીએ આવ્યો હતો અને રોમેનોફ વંશની મરદો તરફની શાખાની ૧૭૩૦ નાં વરસમાં તેનેથી આખેરી આવી હતી. એ પછી રશ્યાના બીજા ત્રણ રાજ્યકર્ત્તા—ઍન, ૬ ઠ્ઠો ઇવાન અને એલિઝાબેથ થયા હતા, અને તેઓ પછી રોમેનોફ વંશની સ્ત્રીઓ તરફની શાખાની આખેરી આવી હતી, તથા

હોલસ્તીન–ગોટૉર્પનાં વંશનો ૩ જો પીતર તેમની ગાદીએ આવ્યો હતો. એ પછીના સઘળા શેહેનશાહો લગ્નની મારફતે જર્મન કુટુંબો સાથે પોતાને જોડતા હતા. ત્રિજા પીતરની ગાદીએ આવનાર તેની બાનુ જેણી પ્રશ્યન લશ્કરમાં જેનરલની પદ્વિ ધરાવનાર પ્રિન્સ ઑાવ ઍન્હાલ્ત ઝેરબેસ્તની દીકરી થતી હતી, તેણીએ પોતાનું તાજ પોતાના એક પુરા દિકરા પૉલને સોંપ્યું હતું, જે બે શેહેનશાહો ૧ લા ઍલૅક્ઝાન્દર અને નાઇકોલાસનો પિતા અને ત્રિજા શેહેનશાહ ઍલૅક્ઝાન્દરનો બપાવો થયો હતો. આ સઘલા શેહેનશાહો જર્મન શાહજાદીઓ વેરે પરણ્યા હતા અને તેઓએ બીજાંઓ જોડે વર્તેમ્બર્ગ, બેદન અને પ્રશ્યાનાં રાજ્યકરતાં કુટુંબો સાથે અતલગનું જોડાન કર્યું હતું.

તાજને લગતાં અસ્તેતો જે શેહેનશાહી કુટુંબની ખાંનગી મતા કહેવાય છે તે મધે દશ લાખ ચોરસ માઇલ કરતાં વધારે વીસ્તારની ખેડવા લાયક જમીનો તથા જંગલો છે, તથા એ ઉપરાંત સાઇબિર્યામાં આવેલી સોના રૂપાંની ખાનો છે તે સઘલાંની આયપત શેહેનશાહને મલે છે; એ આયપત બેહદ મોટી છે પણ તેના આંકડા જાહેરમાં મેલાતા નહી હોવાથી ચોકસ રકમ કહી શકાતી નથી. ૧૮૬૭માં તે વેલાના બ્રિતીશ કૉન્સલે પોતાના રીપૉર્તમાં એવો અદસતો કર્યો હતો કે એ વાર્ષિક આયપત ૨૪૫૦૦૦૦ પાઉંદની થાય છે, જેમાંથી ૪૫૦૦૦૦ પાઉંદ ધર્મ ખાતાં, નિશાલો, નાટકશાળાઓ, વગેરેમાં ખરચાય છે, એટલે કે શેહેનશાહના હાથમાં ૨૦૦૦૦૦૦ પાઉંદની ચોખ્ખી રકમ ફાજલ રહે છે.

માઇકલ રોમેનોફને ગાદીએ બેસાડયો ત્યારથી રશ્યામાં નીચે જણાવેલા શેહેનશાહો થયા છે. ૧ લા પીતરે પેહેલવેહેલાં ૧૭૨૧માં 'ઝાર' નો બેતાબ ધારણ કર્યો હતો:

**રોમેનોફ વંશ—મરદની શાખા.**

| | |
|---|---|
| માઇકલ | ૧૬૧૩ |
| એલેક્ષેઈ | ૧૬૪૫ |
| ફયોદોર | ૧૬૭૬ |
| ઇવેન તથા ૧લો પીતર | ૧૬૮૨ |
| ૧ લો પીતર | ૧૬૮૯ |
| ૧ લી કેથેરાઇન | ૧૭૨૫ |
| ૨ જો પીતર | ૧૭૨૭ |

**રોમેનોફ વંશ—સ્ત્રીની શાખા.**

| | |
|---|---|
| એન | ૧૭૩૦ |
| ૬ ઠ્ઠો ઇવેન | ૧૭૪૦ |
| એલીઝાબેથ | ૧૭૪૧ |

**રોમેનોફ—હોલસ્તીન વંશ.**

| | |
|---|---|
| ૩ જો પીતર | ૧૭૬૨ |
| ૨ જી કેથેરાઇન | ૧૭૬૨ |
| પૉલ | ૧૭૯૬ |
| ૧ લો ઍલૅક્ઝાન્દર. | ૧૮૦૧ |
| નીકોલસ | ૧૮૨૫ |
| ૨ જો ઍલૅક્ઝાન્દર. | ૧૮૫૫ |
| ૩ જો ઍલૅક્ઝાન્દર. | ૧૮૮૧ |

ઉપલી ટીપ બતાવે છે કે, ગાદીએ બેસનારા વારેસો નાં સંબંધમાં ઘણીક મુશકેલીઓ નડવા છતાં છેલ્લી ૯ઠી સદિમાં રશ્યાના રાજ્યકર્ત્તાઓનાં રાજ્યની સરાસરી મુદત સોલ વરસની આવે છે.

---

## રાજ્યબંધન અને સરકાર.

રશ્યાની સરકાર એક આપખુદ વંશપરંપરા ઊતરતી આવતી પાદશાહાત છે. ધારા ઘડવા, કારોબાર ચલાવવા અને ન્યાય કરવાની તમામ સત્તા શેહેનશાહ પોતે ધરાવે છે અને તેની મરજી માત્ર કાયદા સરખી ગણાય છે. એમ છતાં સરકારનો કારોબાર ચલાવવાને લગતા કેટલાક કાનુનો છે જે હાલમાં રાજ્ય કરતાં વંશના રાજ્યકર્ત્તાઓ, પોતાની ઉપર ફરજ્યાત હોય એમ સ્વીકારતા આવ્યા છે. એ-

માંનો મુખ્ય કાનુન ગાદીવારેસ પસંદ કરવાને લગતો છે, જેનાં સંબંધમાં શેહેનશાહ પૉલે ૧૭૯૭માં એક હુકમનામું કાહાડી એવું ઠરાવ્યું હતું કે જે કોઈ વારેસ પેહેલે જન્મે તે ગાદીએ આવે, પણ જો શાહાજાદી કરતાં શાહાજાદો નાહાનો હોય તોબી શાહાજાદાનેજ પસંદ કરવો. એની આગમચ તા૦ ૫મી ફેબ્રુઆરી ૧૭૨૭ ને દિવસે શેહેનશાહ ૧લા પીતરે બાહાર પાડેલાં એક હુકમનામાં મુજબ અમલ થતો હતો, જેમાં એવું ઠરાવેલું હતું કે, પેહેલે જનમવાના દાવાની દરકાર ન રાખતાં શેહેનશાહ પોતાનાં કુટુંબમાંથી પોતાને ગમે તેને વારેસ તરીકે પસંદ કરે. રાજ્યનો બીજો અગતનો કાનુન જે ૧લા પીતરે જાહેર કર્યો હતો તે એ છે કે, રશ્યાનો દરેક શેહેનશાહ, તેની બાનુ તથા તેનાં છોકરાંઓ ગ્રીક ચર્ચને લગતા મહજબનાં હોવાં જોઈએ. ૧લા ઍલૅક્ઝાન્ડરનાં એક હુકમનામાંની રૂહે શેહેનશાહી કુટુંબના શાહજાદાઓએ તથા શાહજાદીઓએ કોઈબી લગ્નમાં જોડાવા આગમચ તે માટે તે વેળાના શેહેનશાહની પરવાનગી મેળવવી જોઈયે; નહીં તો કે એવાં લગ્નથી થયલાં છોકરાંઓ ગાદીનો હક્ક છોડી દે. રશ્યાના એક પુરાતમ કાયદાની ખુબીથી ગાદીવારેસ શાહજાદાને ઊમરે પોહોંચવાની હદ સોળમાં વરસની આખેરીની અને રાજ્ય કરતાં કુટુંબના બીજા શાહજાદા અને શાહજાદીઓને ઊમરે પોહોંચવાની હદ વીસમાં વરસની આખેરીની ઠરાવવામાં આવી છે.

શેહેનશાહાતનો કારોબાર ચાર મોટી મંડલીઓ અથવા કાઉન્સિલોને સોંપેલો હોય છે, જેઓ જુદા જુદા ઓહ્દા ધરાવે છે. એ મંડલીઓમાંની પેહેલી 'કાઉન્સિલ આવ ધી ઍમપાયર' (શેહેનશાહાતની) સભા છે જેને તેને હાલની હાલતમાં ૧ લા ઍલૅક્ઝાન્ડરે ૧૮૧૦ માં સ્થાપી

હતી. તેમાં એક પ્રેસિદંત (પ્રમુખ) અને બીજા સભાસદો (જેમની સંખ્યાની હદ રાખેલી નથી તેઓ)ની છે, જેઓનો નેમણુક શેહેનશાહ કરે છે. ૧૮૮૩ નાં વરસમાં એ કાઉન્સિલ મધે છેંતાળીસ સભાસદો, હતા, અને તે ઉપરાંત તેમાં સ-ઘલા પ્રધાંનો " ઍક્ષ-આફિશ્યો " (પોતાના ઓધાની રૂહે) તેમજ શેહેનશાહી કુટુંબના શાહજાદાઓ બેસે છે, જે સ-ઘલાઓને શેહેનશાહતને લગતા સવાલો બાબત મનસુબો કરવામાં ભાગ લેવાનો હક છે. એ કાઉન્સિલને ત્રણ-કાયદાને લગતાં, દિવાની કારોબાર સંબંધી અને મેહેસુલ સંબંધી ખાતાંઓમાં વેહેંચી નાખેલી છે. દરેક ખાતું પોત પોતાનો પ્રેસિદંત ઠરાવે છે, અને તે દરેકની જુદી જુદી ફરજ હો-યછે, પણ વળી કેટલાંક કામો વખતે એ ત્રણે ખાતાંઓ-ની ભેગી પણ સભા મલે છે. કાઉન્સિલ-આવ-ધી ઍમ્પા-યરનું મુખ્ય કામ પ્રધાનો તેમની હજુર કાયદાઓ સંબંધી જે યોજનાઓ લાવે તેની તપાસ કરવાનું અને બજેત ઉપર તેમજ આખાં વરસમાં થનારા ખરચ ઉપર તકરાર ચલા-વવાનું છે. પણ શેહેનશાહતને લગતા કાયદાઓમાં ફેરફાર કે સુધારાઓ માટે સુચણા કરવાનો કાઉન્સિલને કશો હક નથી; પોતાની આગળ વિચાર કરવા માટે રજુ થતી યોજ-નાઓ ઉપર તે પોતાનો અભીપરાય માત્ર જાહેર કરે છે, અને ઘટતી રીતે બોલ્યે તો તે ધારા બાંધવાનાં સંબંધમાં એક સલાહકાર ખાતું છે.

સરકારનો કારોબાર ચલાવવા માટેની બીજી મોટી કૉલેજ અથવા મંડલી " રુલિંગ સૅનૅત " (હકુમત ચલાવતી સૅનૅત) છે, જેની સ્થાપના ૧ લા પીતરે ૧૭૧૧ ના વરસ-માં કરી હતી. એ સૅનૅતનું કામ મનસુબો કરવાનું તેમજ કારોબાર ચલાવવાનું છે. તે આખાં શેહેનશાહત માટેની

ન્યાયાધિકારી વડી અદાલતનું કામ કરે છે અને સઘલી ઉતરતી પદ્વિની અદાલતો ઉપર કાબુ ધરાવે છે. સૅનૅતને નવ ખાતાં અથવા વિભાગોમાં વેંહેંચવામાં આવી છે, જે સઘલાં-ઓ સેંતપિતર્સબર્ગમાં બેસે છે, જેમાંના બે ખાતાં "કોર્તસ-આવ-કાસેશન" કેહેવાયછે. દરેક ખાતાંને તેની આગલ તુરત-ના આવેલા અથવા નીચલી અદાલતોમાંથી અપીલના આકારે આવેલા ચોકસ વીગતના મુકદમાઓનો સેવટનો ફડચો કરવાની સત્તા છે. પણ વલી થોડાક મુકદમાઓનાં સંબંધમાં સૅનૅતના ચુકાદાથી નારાજ થનારી બેરદુને શેહેનશાહ ઉપર અરજી મોકલવાનો હક છે. સૅનૅતરો ઘણા ખરા મોટી પદ્વિના અથવા મોટા ઓહ્દા ધરાવનારાઓ હોય છે; પણ દરેક ખાતાં ઉપર શેહેનશાહના પ્રતિનિધી દાખલ એક કાબેલ ધારા શાસ્ત્રી પ્રમુખ તરીકે બીરાજે છે અને તે (પ્રમુખ)ની સહી વિના તેનો ચુકાદો વજનદાર ઠરતો નથી. "પ્લીનમ" અથવા સઘલા વિભાગોની સામાન્ય સભામાં ન્યાયખાતાંનો પ્રધાન શેહેનશાહ તરફથી "હાઇ પ્રોકયુરેતર" દાખલ પ્રમુખ તરીકે બીરાજે છે. ન્યાયની અદાલતો ઉપર દેખરેખ રાખવા ઉપરાંત શેહેનશાહાતના સામાન્ય કારોબારની હાલત તપાસવાને, અને તેનાં સંબંધમાં શેહેનશાહને પોતાની તરફનો ઠપકો જાહેર કરવાને સૅનૅત હક ધરાવે છે.

૪. ત્રિજી કૉલેજ યાને મંડલી જે ૧લા પીતરે ૧૭૨૧માં સ્થાપી હતી તે "હોલિ સાઇનોદ"નાં નામથી ઓળખાય છે અને તેના હાથમાં શેહેનશાહાતના ધર્મ સંબંધી કારોબારની દેખરેખ રાખેલી છે. તે ત્રણ "મૅત્રોપૉલીતનો" (આર્ચ-બિશપો—દસ્તુરો, માહારાજો, કાઝિ) અને કેટલાક બિશપો (મોબેદો, ગોરજી, મુલ્લાં) ની બનેલી છે જેઓ વારા ફરતી બેસે છે. તેના સઘલા ચુકાદાઓ શેહેનશાહને નામે ચાલે છે

અને તેથી શેહેનશાહની પસંદગી મળે ત્યાં સુધી તેઓ અમલમાં મેલાતા નથી. એ મંડલીના પ્રમુખ તરીકે નોવગ્રોદ તથા સેંતપિતર્સબર્ગનો "મૅત્રોપૉલીતન" બીરાજે છે.

સરકારના કારોબારની ચોથી મંડલી "કમિતિ-ઑવ-મિનિસ્તર્સ" (પ્રધાંનોની મંડલી)નાં નામથી ઓળખાય છે, જેમાં સઘલા પ્રધાંનો બીરાજે છે, જેઓ નાચે મુજબ છે:

૧ શેહેનશાહી ઘર ખટલાનું પ્રધાનપદ–જૅનરલ કાઉન્ત વોરોન્તઝોફ-દાશકોફ, શેહેનશાહનો એદ-દી-કૅાંગ; તા૦ ૨૯મી માર્ચ ૧૮૮૧ને દિવસે કાઉન્ત ઍલૅકઝાન્દર ઍદલરબર્ગની જગાએ તેને શેહેનશાહી ઘર ખટલાનો પ્રધાન ઠરાવ્યો હતો.

૨ પ્રદેશ ખાતાંનું પ્રધાનપદ—નીકોલાસ કાર્લોવિચ દી ગિયર્સ; એપ્રિલ ૧૮૮૨ માં તે પ્રદેશ ખાતાંનો પ્રધાન થયો હતો.

૩ લડાઈ ખાતાંનું પ્રધાનપદ—જૅનરલ વૅનોવસ્કિ, શેહેનશાહનો એદ-દી-કૅાંગ; તા૦ ૨૯મી માર્ચ ૧૮૮૧ ને દીને તે લડાઇ ખાતાંનો પ્રધાન નેમાયો હતો.

૪ દર્યાઇ ખાતાંનું પ્રધાનપદ—વાઇસ-એદમિરલ શેસ્તેકૉફ, ૧૮૮૧ માં નેમાયો હતો.

૫ સ્વદેશ ખાતાંનું પ્રધાનપદ—ઍકચ્યુઅલ પ્રિવિ કાઉન્સિલર કાઉન્ત તોલસ્તૉય, જુન ૧૮૮૨માં નેમાયો હતો.

૬ જાહેર કેલવણી ખાતાંનું પ્રધાનપદ—ઍકચ્યુઅલ પ્રિવી કાઉન્સિલર દેલ્યનૉફ. ૧૮૮૨માં નેમાયો હતો.

૭ નાણાં ખાતાંનું પ્રધાનપદ-ઍકચ્યુઅલ પ્રિવિ કાઉન્સિલર બુન જે ૧૮૮૧ માં નેમાયો હતો.

૮ ન્યાય ખાતાંનું પ્રધાનપદ-સૅનૅતર મૅનૅસીન, તા૦ ૧૯મી નવૅમ્બર ૧૮૮૫ને દિવસે નેમાયો હતો,

૯ તાજની ખાંનગી મીલકતોનું પ્રધાંનપદ–એક્ચુ-અલ પ્રિવિકાઉન્સિલર ઓસ્ત્રોવસ્કિ, ૧૮૮૧માં નેમાયો હતો.

૧૦ જાહેર બાંધકામ ખાતાં તથા રેલવે ખાતાંઓનું પ્રધાંનપદ–વાઇસ ઍડમિરલ પોસ્યેત, તા૦ ૨૩ મી જુલાઈ ૧૮૭૪ ને દિવસે નેમાયો હતો.

૧૧ સામાન્ય દેખરેખનું ખાતું–એક્ચુઅલ પ્રિવિ-કાઊન્સિલર સૉલસ્કિ, અકતોબર ૧૮૭૯માં કૉમ્પ્ટ્રોલર–જે-નરલ નેમાયો હતો.

ઊપર જણાવેલાં ખાતાંઓમાંનાં ઘણાં ખરાંમાં મદદનીસ પ્રધાંનો હોય છે. જેઓ ચોક્સ પ્રસંગે વડા પ્રધાનોનું કામ કરે છે. તેઓ સઘલા શેહેનશાહ સાથે પાધરો વેહેવાર રાખી શકે છે.

શેહેનશાહનાં બે ખાંનગી પ્રધાન મંડળો છે, જેમાંનાં એકને હસ્તક ધર્મ ખાતાંઓનો અને બીજાંને હસ્તક છોડી ગ્યોને માટેનાં જાહેર કેલવણી ખાતાં તેમજ શેહેનશાહ ૧લા નીકોલાસની માતા મરનાર શેહેનશાહબાનુ મેરાયાએ સ્થાપેલાં ખાતાંઓનો કારોબાર છે. એ ઉપરાંત વળી શેહે-નશાહી 'હેદ–કવાર્તર્સ' નામે એક બીજું ખાતું છે, જેનું એક કામ શેહેનશાહને નામની અરજીઓ લેવાનું છે કે જેને માટે આગળ 'સ્પૅશ્યલ કોર્ત આવ રિકવેસ્તસ' હતી જે કોર્ત ૧૮૮૪ માં કાહાડી નાખવામાં આવી હતી.

શેહેનશાહાતનો સ્થાંનીક કારોબાર જુદા જુદા પ્રાંતોમાં જુદો જુદો છે. જીતેલા અથવા જોડી નાખેલા મુલકોને તેમના પોતાના કાયદા કાનુનો મુજબ સરકાર અમલ-કરવા દે છે, સિવાય કે તે કાયદા કાનુનો શેહેનશાહાતનાં સામાન્ય રાજ્યબંધનની વિરૂદ્ધ હોય નહીં. ગ્રાંદ–દચિ આવ–ફીનલેંદમાં એક ખાસ અને થોડેક દરજ્જે સ્વતંત્ર

કારોબાર ચાલે છે; કુરલૅંદ તથા પોલૅંદમાં તેમના ખાસ કાનુનો અને હકો રેહેવા દીધા હતા, કે જેમાં પાછલથી ઘણો ફેરફાર કરવામાં આવેલો છે.

શેહેનશાહાતને સામાન્ય સરકારો અથવા વાઇસ-રૉ. યલ્તિઓ, સરકારો અને જીલ્લાઓમાં વેહેંચી નાખવામા આવ્યું છે. યુરોપિયન રશ્યા (પોલૅંદ તથા ફિનલૅંદ સુધાં) માં ૬૨૫ જીલ્લાઓની ૬૮ સરકારો બનેલી છે. એઓમાંની કેટલીક સામાન્ય સરકારો તરીકે જોડાયલી છે અને હાલમાં એવી સરકારો ફિનલૅંદ, પોલૅંદ, કિએફ, ઓદેસા અને મૉસ્કોમાં છે. શેહેનશાહાતના એશ્યામાં આવેલા ભાગમાં પાંચ સામાન્ય સરકારો કૉકેસસ, તુર્કસ્તાન, સ્તૅપનૉય, પૂર્વ સાઇબિર્યા અને આમુરની છે તથા તે૰ઉપરાંત ૩૩ સરકારો છે. દરેક સામાન્ય સરકારને માથે એક વાઇસિરાય તથા ગવરનર જૅનરલ, શેહેનશાહના પ્રતિનિધિ દાખલ હોય છે, જેના હાથમાં લશ્કરની સરદારી તથા દિવાંની અથવા લશ્કરી સઘલો કારોબાર ચલાવવાની સત્તા હોય છે. તેની હદમાંના સઘલા અમલદારો તેના તાબેદાર હોય છે અને તેઓ પોતાના રિપૉર્તો તેનેજ કરે છે. સાઇબિર્યામાં વાઇસિરાયની મદદ માટે એક કાઉન્સિલ છે, જેને સલાહ આપવાનો અધિકાર છે. દરેક સરકાર અથવા પ્રાંતમાં એક દિવાંની ગવરનૂરને અને સરહદને લગતા પ્રાંતમાં એક લશ્કરી ગવરનરને કાઉ. ન્સિલ આવ-રિજન્સિ સાથે નેમવામાં આવેછે, જે કાઉન્સિલ આગલ સઘલાં કામકાજ રજુ થવાં જોઇએ છે. દિવાની ગવરનર ગેરહાજર અથવા આજારી પડેલો હોય તે વખતે તેની જગાએ એક વાઇસ-ગવરનર નેમવામાં આવે છે. વળી દરેક સરકારમાં એક કાઉન્સિલ-ઑવ-કન્ત્રોલ એક ખાસ અમલદારનાં ઊપરીપણાં હેઠલ હોય છે, જે સામાન્ય

દેખરેખ રાખનાર પ્રધાનમંડલને તાબે હોય છે. દરેક સરકારને ૮થી ૧૫ જીલ્લાઓમાં વેંહેંચેલી હોય છે, ને દરેકમાં જુદાં જુદાં કારોબાર ખાતાં હોય છે.

યુરોપિયન રશ્યામાં ગામડાંઓમાં ખેડુતોની જમીનનાં સંબંધમાં તથા સ્થાનીક કારોબારને લગતો કેટલોક અધિકાર પ્રજાને સોંપવામાં આવેલો છે તથા સંસારને લગતી બાબદોમાં તેમને છુટાપણું આપેલું હોય છે. એ કારણસર આખા મુલકને કમ્યુન નામની મંડલીઓમાં વેંહેંચેલો હોય છે, ને પોતપોતાનો એક વડો તેમજ કર ભેગો કરનાર એક અમલદાર નેમે છે. ખેડુતો પોતે પોતામાંથી એ અમલદારોને ચુંટી કાહાડે છે. એ ઓધા વધતા ઓછા "આનરરિ" (વગર લવાજમના) છે, અને કેટલાકોને મલતા લવાજમ તદન નામનાજ છે. કમ્યુનલ મંડલીઓ ગામડાંના સઘલા ઘરવાળાઓની બનેલી છે, જેઓ ખેતરોની વેંહેંચણી કરવા, ભાડુતોને લગતી ગોઠવણ કરવા, કરની વાજબી વેંહેંચણી કરવા, હીસાબ તપાસવા, નવા સભાસદોને દાખલ કરવા, શેહેનશાહ તથા પ્રધાનો ઉપર મોકલી આપવાની અરજીઓ તથા ફર્યાદો લેવા વગેરેનું કામ બજાવે છે. એ મંડલીઓની સભા વરસમાં જુદે જુદે વખતે કામ નીકલતાં મલે છે. એ કમ્યુન મંડલીઓ જોડાઇને એક કૅન્તૉન થાય છે, જેની હદ ૨૦૦૦ અરદ રેહેવાસીઓ સુધીની હોય છે. દરેક કૅન્તૉન ઉપર એક વડો હોય છે જેને જીલ્લા મંડલીઓ ચુંટી કાહાડે છે; એ જીલ્લા મંડલીઓ દર દશ ઘર દીઠ કમ્યુનો તરફથી ચુંટી કહડાયલા અકેક દેલીગેતોની બનેલી હોય છે. કૅન્તૉનની મંડલી કમ્યુનના જેવોજ પણ આખાં કૅન્તૉનને લગતો કારોબાર ચલાવે છે. આ રીતે ખેડુતો માટે તેમની પોતાની ખાસ મંડલીઓ હોય છે. પોલૅન્દમાં કૅન્તૉનને બદલે 'ગમિના'

નામની એક મંડલી હોય છે જેમાં સઘલા જમીનદારો, ઊમરાવો સુધાં હોયછે, પણ ધર્મગુરૂઓ કે પોલીસના અમલદારોને દાખલ કરવામાં આવતા નથી, અને દરેક સભાસદ તેની જમીનનો વીસ્તાર ગમે એટલો હોય તેની દરકાર ન રાખતાં માત્ર એકજ 'વોટ' આપવાનો અધીકાર ધરાવે છે. પરંતુ આ મંડલીને કૅન્તૉન કરતાં ઓછી સત્તા હોય છે અને તે જીલ્લાના વડાને તાબેદાર રહેછે. કૅન્તૉન તથા ગમિના મંડલીઓનાં સંબંધમાં જીલ્લા અદાલતો હોય છે, જેમાં ચારથી બાર ન્યાયાધીસો જીલ્લા મંડલીઓ મારફતે ચુંટી કહડાય છે. દરેક પ્રકારનાં નુકસાન તથા ગુનાહ તેમજ વધતામાં વધતા સો રૂબલ સુધીના મીલકતને લગતા દાવાઓ ઉપર પ્રજાની પસંદ કરેલી આ અદાલતો સત્તા ભોગવે છે. વધુ અગતના ૩૦૦ રૂબલ સુધીના મુકદમા જદજીસ-આવ-પીસ આગલ જાય છે, જેમને રશયામાં પ્રજા ચુંટી કાહાડે છે, અને પોલૅન્દમાં સરકાર પોતાની પસંદગીથી નેમે છે; તેમના ચુકાદાઓ સામેની અપીલ "સિયેઝદ" યાને જીલ્લાના સઘલા ન્યાયાધીસોની ભેગી મંડલી સાંભલે છે અને સેવટની અપીલ સૅનૅત પાસે જાય છે.

જીલ્લા તથા પ્રાંતના વેપાર રોજગારનો કારોબાર કેટલેક દરજજે 'ઝેમસ્તવોસ' યાને ખેડુતો અને બીજા જમીનદારોએ ચુંટી કાહાડેલા પ્રતીનીધીઓની દિસ્ત્રિકત અથવા પ્રોવિન્શ્યલ ઍસૅમ્બ્લિઓને હસ્તક હોય છે. તેઓની સત્તા કરની વેંહેંચણી કરવા, રસ્તા બાંધવા, સુખશાંતી જાલવવા, કેલવણી આપવા, જુદી જુદી બાબદોની ગણત્રીઓ લેવાડવા અને કેટલીક વેપાર રોજગારની બાબદોમાં હોય છે; કરની બાબદમાં ગવરનરો તેમની વચ્ચે આવી શકે છે. આ 'ઝેમસ્તવોસ' મંડલીની સ્થાપના ૧૮૬૬માં થઈ હતી, જે હજી

પોલૅન્ડ તથા સાઇબિરિયા, તુર્કસ્તાન અને કૉકેસસના કેટલાક પ્રાંતોમાં દાખલ કરવામાં આવી નથી.

ગ્રાંદ-દચિ ઑાવ ફિન્લૅન્ડ રશ્યન શેહેનશાહને તા૦ ૧૭મી સપ્ટૅમ્બર ૧૮૦૯ ના ફ્રેડ્રિકષામ ખાતે થયલા કોલકરારની રૂહે મળ્યું હતું, જે ૧લા ઍલૅકજાન્દર પાસે ૧૮૧૦માં મેળવેલી એક ખાસ સનદ (કે જે સનદની મુદત શેહેનશાહ નિકોલાસે તા૦ ૨૪મી દીસૅમ્બર ૧૮૨૫, ૨ જા ઍલૅકજાન્દરે તા૦ ૩૦ માર્ચ ૧૮૫૫ અને ૩ જા ઍલૅકજાન્દરે તા૦ ૧૪ મી માર્ચ ૧૮૮૧ ને દિવસે વધારી આપી હતી તે) ની રૂહે ૧૭૭૨ના સાલથી ચાલતાં આવેલાં અને ૧૭૮૯માં સુધારેલાં પોતાના પુરાતમ રાજ્યબંધનના ચોકસ કાનુનો જાળવી રાખવાને શક્તિવાંન થયું છે. આ સનદની ખુબીથી ચાર વર્ગો-ઊમરાવો, ધર્મગુરૂઓ, કસબાના વડાઓ તથા ખેડુતોની એક પાર્લામેંત ઊભી કરવામાં આવે છે. કાયદા બાંધવા તથા સામાન્ય કરલેવાનો હક આ મંડલી નામનો ધરાવે છે, તો જો કે ખરેખર તો એ હક રશ્યના શેહેનશાહ, "ગ્રાંદ-દયુક" નેમેલી સેનેત ભોગવે છે. તા૦ ૨૫મી અકતોબર ૧૮૧૧ ને દિવસે બાહાર પડેલાં એક હુકમનામાંની ખુબીથી ૧લા ઍલૅકજાન્દરે એ સૅનૅત ઊભી કરી હતી, જેમાં પ્રથમમાં ત્રણ સભાસદો હતાં, જેમને ફિન્લૅન્દના કારોબાર માટેની કમિતિ એવું નામ આપવામાં આવ્યું હતું. તા૦ ૧૨મી ફેબ્રુઆરી ૧૮૧૨ નાં એક બીજાં હુકમનામાંની રૂહે ફિનલૅન્દનો એક ગવરનર જૅનરલ ઉભો કરવામાં આવ્યો હતો, જેને હસ્તક શેહેનશાહના પ્રતિનિધી દાખલ કારોબાર ચલાવવાની સઘલી સત્તા સોંપવામાં આવી હતી. ૧૮૧૬ માં ફિન્લૅન્દની શેહેનશાહી સૅનૅત એવાં નામની એક સલાહકાર મંડલી પ્રધાનોની કાઊન્સિલની બાજુએ ફિન્લૅન્દના કારોબાર માટેની કમિતિ દા-

બલ નેમવામાં આવી હતી, જેને પાછલથી સૅનૅતનું નામ મલ્યું હતું. એ શેહેનશાહી સૅનૅત જે પ્રથમ ચૌદ, પાછલથી સોલ અને હાલ ઓગણિસ સભાસદોની છે તેમાં સભાસદોને ત્રણ ત્રણ વરસો માટે શેહેનશાહ નેમે છે, જેમાંના અર્ધા ફિન્લૅન્દના ઊમરાવોમાંથી અને બાકીના અર્ધા શેહેરીઓ તથા ખેડુતોના વર્ગોમાંથી નેમાય છે. શેહેનશાહ સાથે સંબંધો ચલાવવા માટેનું તેમનું વાજીંત્ર ફિન્લૅન્દની ગ્રાંન્દચિ માટેનો સૅક્રેતરી-ઑવ-સ્તેત છે, જે સેંત પિતર્સબર્ગ ખાતે રહે છે.

પોલૅન્દ જ્યાં ૧૮૧૫થી ૧૮૩૦ સુધી તેનું પોતાનું રાજ્યબંધન અમલમાં હતું તથા ૧૮૬૪ સુધી જુદી સરકાર હતી, તેની કનેથી એ છેલ્લે વરસે તેના રાજકારોબારની સ્વતંત્રતાનો બાકી રહેલો ભાગ છીણવી લેવામાં આવ્યો હતો. સેવટે તા૦ ૨૩મી ફેબ્રુઆરી ૧૮૬૮ નાં શેહેનશાહ તરફનાં એક હુકમનામાંની રૂહે પોલૅન્દની સરકારને રશ્યાની સરકાર સાથે સદાબરી જોડી નાખવામાં આવી હતી.

---

## મહજબ તથા કેલવણી.

શેહેનશાહાતનો સ્થાપેલો ધર્મ ગ્રીકો-રશ્યન છે, જેને સરકારી દસ્તાવેજોમાં ઑર્થોદોક્ષ-કેઠલિક મેહજબનાં નામથી ઓળખવામાં આવે છે. રશ્યન ચર્ચ ૧૦૫૪માં રોમના ચર્ચથી અને ૧૫૮૯માં બાઇઝેન્તાઇન પેત્રિઆર્કેતથી જુદું પડયું હતું. રશ્યન ચર્ચની પોતાની એક સ્વતંત્ર 'સાઇનોદ' (ધર્માધિકારીઓની સભા) છે, પણ કૉન્સ્તૅન્તિનોપલ, જેરૂસૅલમ, ઍન્તાયોક તથા ઍલૅકજાન્દ્રયાની ચારે પેત્રિઆર્કેતે-

સાથે બેહેનપણીના જેવો સંબંધ ધરાવે છે. રશ્યન ચર્ચની પવિત્ર સાઇનોદ રશ્યન ધર્મગુરૂઓ તથા પુર્વ તરફના ચારે પેત્રિઆર્કોની મંજુરીતથી સ્થાપવામાં આવી હતી.

મહજબનો વડો શેહેનશાહ પોતે છે અને રોમન પોપ કરતાં તે વધુ સત્તા બાહારના કારોબારની બાબદમાં ધરાવે છે; ચર્ચમાંના દરેક ઓહ્દાની નેમણુક તે પોતે કરે છે, જેને લગતા ઉમેદવારો માટે દર્ખાસ્ત મેલવાનો હક બિશપો અને બિજા ધર્મગુરૂઓને આપેલો હોય છે; ઓકસ બાબદોમાં વળી ઓહ્દેદાર ધર્મગુરૂઓને એક ઓહ્દા ઉપરથી બીજા ઉપર મોકલવાનો અથવા તેમને બરતરફ કરવાનો હક શેહેનશાહ ધરાવે છે. પણ ધર્મને લગતા સવાલો અને ફર્માનો બાબદ ચુકાદો આપવાના હક માટે શેહેનશાહે કદી દાવો કર્યો નથી; સરકારી દસ્તાવેજોમાં શેહેનશાહને મહજબના વડા તરીકે નહી પણ રક્ષણ કર્ત્તા અથવા સંભાલ કર્ત્તા તરીકે ઓળખવામાં આવે છે.

ગ્રીક–રશ્યન ચર્ચ અને રોમન કૅથલિક ચર્ચ વચ્ચે તફાવત એ છે કે, પેહેલું પોપની સર્સાઇનો ઇનિકાર કરે છે, ધર્મગુરૂઓને કુંવારા રેહેવા સામે અટકાવ મેલે છે, અને સઘલા લોકોને પોતપોતાની દેશી ભાષામાં ધર્મશાસ્ત્ર વાંચવા તથા તેનો અભ્યાસ કરવાની સત્તા આપે છે. ૧૮૮૧ માં રશ્યામાં રાજ્યના સ્થાપેલા મહજબને લગતાં ૬૩૬ કેથિડ્રલોઅને ૪૧૮૦૭ ચર્ચો તથા તેને લગતા સઘલા વર્ગોના ૯૩૭૫૧ ધર્મગુરૂઓ હતા. વળી ૪૪૧ મથ હતાં જેમાં ૧૧૧૯૭ સાધુઓ હતા, તથા ૧૬૭ જોગનશાળાઓ હતી જેમાં ૪૭૫૯ જોગનો અને ૧૪૦૭૧ 'સિસ્તરો' હતી. પવિત્ર સાઇનોદ પાસે પચાસ લાખ પાઊંદની થાપણ છે.

રશ્યન ચર્ચ પાસે આગળ બેહદ દોલત હતી, પણ થોડીક ૧લા પિતરે અને મોટો ભાગ ૨જી કૅથેરાઇને જપત કરી લીધો હતો.

યાહુદીઓ સામે જે આક્રોશ મેલવામાં આવ્યો છે તે સિવાય સઘલા મઝ્જબવાળાઓને શેહેનશાહાતમાં પોતાના મહજબ છુટથી પાલવા દેવામાં આવે છે. રાજ્યના સ્થાપેલા ધર્મ સાથે મતભેદ રાખનારાઓ (દિસૅન્તર્સ) સામે સખત હાંદેસા પડયા છે અને હજી પડે છે, તો જો કે થોડુંક થયું 'ધી યુનાઇટેડ ચર્ચ' ને લગતાઓને કાંઇક છુટાપણું વધારી આપવામાં આવ્યું છે. માત્ર ગ્રેત (યુરોપ્યન) રશીઆમાંજ દિસૅન્તર્સની સંખ્યા ૧૨૦૦૦૦૦૦ થી વધારેની છે. રોમન કૅથલિક ચર્ચનો કારોબાર એક 'કૉલિજ્યમ' તથા લ્યુથરન ચર્ચનો કારોબાર એક 'કન્સિસ્તરિ' ચલાવે છે, જેઓ બંનેની સ્થાપના સેંતપિતર્સબર્ગમાં છે. આગળા પોલિશ પ્રાંતોમાં રોમન કૅથલિકો, બાલ્તિકમાં લ્યુથરનો અને દક્ષિણ રશીઆમાં મુસલમાનો ઘણાજ વસે છે, જ્યારે ઘણાખરા સઘલા યાહુદીઓ પશ્ચિમની તથા દક્ષિણ પશ્ચિમની સરહદે લાગેલા જીલ્લાઓમાંનાં શેહેરો તથા મોટાં ગામોમાં વસે છે.

૧૮૭૯માં ગણત્રી કાહાડતાં યુરોપ્યન રશીઆમાં મુખ્ય ધર્મ પાલનારાઓની સંખ્યા નીચે મુજબની માલમપડી હતી—

| | |
|---|---|
| ઑર્થોદૉક્ષ ગ્રીક કૅથલિકો ............ | ૬૩૮૩૫૦૦૦ |
| જોડાયલા ગ્રીકો તથા આર્મિન્યનો. | ૫૫૦૦૦ |
| રોમન કૅથલિકો ...................... | ૮૩૦૦૦૦૦ |
| પ્રૉતેસ્તંતો ...................... | ૨૯૫૦૦૦૦ |
| યાહુડીઓ ........................ | ૩૦૦૦૦૦૦ |
| મુસલમાનો ...................... | ૨૬૦૦૦૦૦ |
| મૂર્તિપૂંજકો ...................... | ૨૬૦૦૦ |

જાહેર કેલવણી ખાતાંના પ્રધાનના હાથ હેઠલ રશીઆને કેલવણીને લગતા અગ્યાર પ્રાંતોમાં વેહેંચી નાખવામાં આવ્યું છે, જે દરેક ઊપર એક કયુરેતર વડપણ ધરાવે છે. ૧૮૮૨

નાં વરસમાં શેહેનશાહત મધે ૬૩૭ પ્રોફેસરો તથા ૧૦૭૦૦ અભ્યાસીઓ સાથની આઠ યુનિવર્સિતિઓ હતી. ફિન્લૅન્દમાં હેલસિંગફોર્સ ખાતે તેની પોતાનીજ એક યુનિવર્સિતિ છે. અભ્યાસીઓ ગ્રણાખરા ઘણીજ ગરીબ સ્થીતીમાં હોય છે અને ૮૯ ટકા જેટલા ભાગમાંના કેટલાકોને કૉલેજની તીજોરીમાંથી નીભાવવામાં આવે છે અને કેટલાકો પાસે કશીબી ફી લેવામાં આવતી નથી. બાનુઓને ઉંચા પ્રકારની કેલવણી આપવા માટે ચાર ફ્રી હાઇસ્કુલો છે. ૧૮૭૯માં યુરોપ્યન રશ્યામાં ૩૨૬ હાઇ સ્કુલો (મન તેમજ તનને ખીલવવા વગેરેની શાલાઓ) હતી, જેમાં નિશાલ્યાઓની સંખ્ય ૭૮૦૬૨ની હતી; એ ઉપરાંત ફિન્લૅન્દમાં ૪૪૨૨ નિશાલ્યાઓ સાથની ૪૫ હાઇ સ્કુલો હતી. વળી એ ઉપરાંત એતીને લગતી, ઉદ્યોગોને લગતી, ખાંન ખોદવાના હુંનરને લગતી તથા બીજી કેટલીક ખાસ શાલાઓ હતી.

૧૮૮૦ માં ગામડાંઓમાં ૨૨૭૭૦ સરૂઆતની કેલવણી માટેની શાલાઓ ૧૧૪૦૯૧૫ નિશાલ્યાઓ સાશની હતી, (જે મધે ૯૦૪૯૧૮ છોકરા અને ૨૩૫૯૯૭ છોડીઓ હતી) તથા ૧૯૫૧૧ મરદ અને ૪૮૭૮ સ્ત્રી શિક્ષકો મલી ૨૪૩૮૯ શિક્ષકો હતા. ૧૮૭૯માં એ સ્કુલો પાછલ ૬૧૪૮૯૦૩ રૂબલ અથવા ૬૧૫૦૦૦ પાઉંદનો ખરચ થયો હતો. ૧૮૮૨માં ફ્રિન્લૅન્દ સુધાં રશ્યામાં ૬૧ નૉર્મલ સ્કુલો હતી અને તેમાંના નિશાલ્યાઓની સંખ્યા ૩૯૬૯ ની હતી.

જાહેર કેલવણીખાતાંના પ્રધાનના હાથ હેઠલની સ્કુલોમાં જાહેર કેલવણી આપવા માટેનાં ૧૮૮૫ નાં વરસનાં બજેતમાં ૨૦૪૧૯૯૬૩ રૂબલની રકમ ઠરાવી હતી. એ ઉપરાંત શેહેનશાહી તથા સ્થાંનીક મુળોમાંથી ઉત્તપન્ન થતાં મેહેસુલમાંથી દર વરસે ૫૦૦૦૦૦૦ પાઉંદ કેલવણી પાછલ રોકવામાં આવે છે.

રશ્યાની વસ્તીનો મોટો ભાગ હજી કેળવણી વિનાનો છે. ૧૮૬૦માં લશ્કરમાં નવા ચુંટી કાઢેલાં સોલજરોમાંથી દર સેંકડે માત્ર બેજ જણા વાંચી લખી શકતા માલમ પડયા હતા, પણ ૧૮૭૦માં વસ્તી ઘણી વધી હતી, જે વેલાએ સેંકડે અગ્યાર જણ અને ૧૮૮૨માં સેંકડે ઓગણીસ જણ વાંચી લખી શકતા જણાયા હતા. ૧૮૮૦ માં ફીન્લૅન્ડ મધે ૧૪૯૩ સરૂઆતની શાલાઓ હતી જે મધે નિશાલ્યાઓની સંખ્યા ૧૫૧૮૯૨ ની હતી. ગ્રાંડ-ડચિ-ઑવ-ફિન્લૅન્ડ જ્યાં કેળવણીનું એક જુદુજ બંધન છે, ત્યાં કેળવણી સઘલા વર્ગો લે છે અને સઘલા રેહેવાસીઓ લખી નહીં તો ઓછામાં ઓછું વાંચીતો શકે છેજ.

ફીન્લૅન્ડ સિવાય શેહેનશાહાતને ઊપર જણાવ્યા મુજબ કેળવણીને લગતા જીલ્લાઓમાં વેંહેંચી નાખયું છે, જે દરેકમાં કેટલીક 'લાઇશિયમો' (ફીલસુફી શિખવવાની શાલાઓ) છે જેમાં દીવાની કારોબારમાં સામેલ થવાનો ઈરાદો રાખનારા જુવાંન્યાઓ અભયાસ કરે છે, તથા તે ઉપરાંત કસરતશાલાઓ, હાઈસ્કુલો અને શરૂઆતની શાલાઓ જીલ્લાના વીસ્તાર અને વસતીનાં પ્રમાણમાં છે.

રશ્યામાં ગુનાહોનું પ્રમાણ કાંઇ મોટું નથી. રશ્યાના પચ્ચાસ પ્રાંતોમાંથી ૧૮૮૨માં માત્ર ૪૬૦૧૮ ગુનેહગારો નીકલ્યા હતા, જેમનું પ્રમાણ દર ૧૦૦૦૦ રેહેવાસીઓએ છનું આવે છે. એ ગુનેહગારોમાંથી માત્ર દશમો ભાગ બાયડીઓનો હતો.

# મેહેસુલ તથા ખરચ.

શેહેનશાહતનું જાહેર મેહેસુલ બે તૃત્યાંસ ભાગ જેટલું પાધરા તથા આડકતરા કરોથી મેળવાય છે, જ્યારે ખરચનો બે તૃત્યાંસ ભાગ લશકર તથા દર્યાઈ કાફલા માટે તેમજ જાહેર કરજનું વ્યાજ ભરવા પાછળ થાય છે. દર વરસે સરકાર આવક જાવકના અદસતા બાહેર પાડે છે, તથા વળી રાજ્યને ખરેખરી આવક તથા ખરચ કેટલો થયો હતો તેની પણ વીગતો ૧૮૬૬ નાં વરસથી બાહાર પાડવામાં આવવા લાગી છે, પણ એ પાછલી જાતનો હીસાબ બાહાર પડતાં કેટલાંક વરસો નીકલી જાય છે.

સરકારને ૧૮૭૫થી ૧૮૮૪ સુધીમાં ખરેખરી સાધારણ આવક કેટલી થઇ હતી તથા ખરેખરો સાધારણ ખરચ કેટલો થયો હતો તે નીચલા કોઠા ઉપરથી જણાશે. એ કોઠામાં દર રૂબલની કીંમત ૨ શીલીંગ પ્રમાણે ગણી છે:—

| | આવક. | | ખરચ. | |
|---|---|---|---|---|
| વરસ. | રૂબલ. | પાઊંદ. | રૂબલ. | પાઊંદ. |
| ૧૮૭૫ | ૫૭૬૪૯૩૧૫૨ | ૫૭૬૪૯૩૧૫ | ૫૩૯૧૪૦૩૩૭ | ૫૩૯૧૪૦૩૪ |
| ૧૮૭૬ | ૫૫૯૨૬૨૬૯૨ | ૫૫૯૨૬૨૬૯ | ૫૭૩૧૦૭૦૫૮ | ૫૭૩૧૦૭૦૧ |
| ૧૮૭૭ | ૫૪૮૮૩૦૮૩૧ | ૫૪૮૮૩૦૮૩ | ૫૮૫૦૪૪૮૧૨ | ૫૮૫૦૪૪૮૫ |
| ૧૮૭૮ | ૬૨૫૯૭૨૭૩૫ | ૬૨૫૯૭૨૭૩ | ૬૦૦૫૧૦૬૧૨ | ૬૦૦૫૧૦૬૧ |
| ૧૮૭૯ | ૬૬૧૯૫૪૧૯૨ | ૬૬૧૯૫૪૧૯ | ૬૪૩૮૯૨૨૫૮ | ૬૪૩૮૯૨૨૫ |
| ૧૮૮૦ | ૬૫૧૦૧૬૬૮૩ | ૬૫૧૦૧૬૬૮ | ૬૯૪૫૦૫૩૧૩ | ૬૯૪૫૦૫૩૧ |
| ૧૮૮૧ | ૬૫૧૭૫૪૦૧૦ | ૬૫૧૭૫૪૦૧ | ૭૩૨૪૧૩૧૫૦ | ૭૩૨૪૧૩૧૫ |
| ૧૮૮૨ | ૭૦૩૭૧૧૫૦૮ | ૭૦૩૭૧૧૫૦ | ૭૦૧૬૬૧૨૫૬ | ૭૦૧૬૬૧૨૬ |
| ૧૮૮૩ | ૬૯૮૯૮૦૯૮૩ | ૬૯૮૯૮૦૯૮ | ૭૨૩૬૭૩૨૫૮ | ૭૨૩૬૭૩૨૫ |
| ૧૮૮૪ | ૭૧૫૭૩૨૪૩૩ | ૭૧૫૭૩૨૪૩ | ૭૨૭૩૩૬૨૮૬ | ૭૨૭૩૬૨૮ |

૧૮૮૫ નાં બજેતમાં મેહેસુલનો અદસતો ૭૭૧૫૩૪૩૫૫ રૂબલનો અને ખરચનો અદસતો ૭૨૩૨૯૪૬૯૬ રૂબલનો કરવામાં આવ્યો હતો.

તર્કિ સાથની લડાઇનો મોટો ખરચ જે ૧૮૭૬માં ૫૧૦ લાખ રૂપલનો, ૧૮૭૭માં ૪૨૯૦ લાખ રૂપલનો, ૧૮૭૮માં ૪૦૮૦ લાખ રૂપલનો, ૧૮૭૯માં ૧૩૨૦ લાખ રૂપલનો, ૧૮૮૦માં સુમારે ૫૫૦ લાખ રૂપલનો અને ૧૮૮૧ તથા ૧૮૮૨માં ૩૮૦ લાખ ઊપર રૂપલનો થયો તે ઉપર જણાવેલી ખરચની રકમોમાં ગણવામાં આવ્યો નથી.

રશયાના મેહેસુલ તથા ખરચના અડસતા આગલાં શેહેનશાહી ફ્રેંચ બજેતોના નમુના ઊપર કરવામાં આવે છે. મેહેસુલના અડસતા ત્રણ વિભાગોમાં રાખવામાં આવેછે: (૧) સાધારણ આવક, (૨) સરકારી જાહેરનામાં વગેરેની આવક અને (૩) અસાધારણ આવક. ખરચના અડસતા ચાર વિભાગોમાં વેહેંચવામાં આવ્યાં છે: (૧) સાધારણ ખરચ, (૨) આવકમાં અદસતેલી ખોટ, (૩) જાહેરનામાં વગેરેનો ખરચ અને (૪) કામચલાઉ ખરચ, મુખ્ય કરીને રેલવેનાં બાંધકામો માટેનો. સાધારણ મેહેસુલ સઘલા સીધા તથા આડકતરા સાધારણ કારોબારના ખરચ માટે નખાયલા કરોને લગતું છે, ત્યારે બીજી જાતની આવક સરકારી કાયદાઓનાં, સરકારી ખાંનોની ઊત્તપત્તીનાં અને બીજી પરચુટણ જણસોનાં વેચાણથી કરવામાં આવેછે. અસાધારણ આવક ઘણું કરીને રેલવેઓને વરસાંન આપવા તથા બીજાં ઊપયોગી જાહેર બાંધકામો ખીલવવા માટે ઉછીણી લેવામાં આવેલી રકમોની છે.

૧૮૮૫–૮૬નાં બજેતના આવક જાવકના અદસતા નીચે મુજબ છે:—

| મેહેસુલનાં મુલો. | ૧૮૮૫. | ૧૮૮૬. |
|---|---|---|
| ૧ સાધારણ મેહેસુલ : | રૂબલ. | રૂબલ. |
| પાધશ કર ............ | ૫૩૯૧૦૫૩૨૦ | ૧૨૬૬૯૪૨૧૨ |
| આડકતરા કર ......... | ૪૩૫૧૧૬૦૩૬ | ૪૩૭૭૮૨૧૬૭ |
| ટંકશાલ, ખાંનો, તપાલ, તાર, | ૨૮૨૧૬૪૫૪ | ૯૮૩૦૦૫૭૧ |

| મેહેસુલનાં મુદ્દા, | ૧૮૮૫. | ૧૮૮૬. |
|---|---|---|
| સાધારણ મેહેસુલ: | રૂપલ. | રૂપલ. |
| સરકારી મીલકતો........ | ૪૮૫૯૦૮૮૧ | ૫૧૨૭૪૩૬૮ |
| ખેડુતોનું ભરણું ........ | ૪૯૭૩૭૪૩૮ | ૫૦૪૪૦૦૩૪ |
| પરચુટણ આવક........ | ૭૮૭૮૭૪૬૪ | ૯૩૪૭૨૩૩૯ |
| કુલે સાધારણ આવક.. | ૭૭૬૫૫૩૫૯૩ | ૭૮૭૪૬૩૬૯૧ |
| ૨ જાહેરનામાં વગેરેની આવક.. | ૪૯૮૦૭૬૨ | ૬૫૫૪૪૬૨ |
| ૩ અસાધારણ આવક ...... | ૮૪૭૬૦૬૪૨ | ૭૭૯૩૦૫૭૯ |
| કુલે મેહેસુલ રૂપલ.. | ૮૬૬૨૯૪૯૯૭ | ૮૭૧૯૪૮૭૨ |
| | પાઊંદ. ૮૬૬૨૯૫૦૦ | પાઊંદ. ૮૭૧૯૪૮૭૩ |

| ખરચની શાખા. | ૧૮૮૫. | ૧૮૮૬. |
|---|---|---|
| ૧ સાધારણ ખરચ: | રૂપલ. | રૂપલ. |
| રાજ્યનાં મોટાં ખાતાં ....... | ૨૬૦૪૮૨૭૪૧ | ૨૫૯૬૪૫૬૬૫ |
| દેશનાં કરજનું વ્યાજ તથા ફુપત ફંદ. | ૨૦૩૯૪૯૬ | ૨૧૦૧૧૭૦ |
| ધર્મગુરૂઓનો લવાજમ.......... | ૧૦૫૯૮૭૬૬ | ૧૦૯૦૮૭૪૬ |
| શોહેનશાહી ઘરખતલાના પ્રધાન.. | ૧૦૫૬૦૦૦૦ | ૧૦૫૬૦૦૦૦ |
| પ્રદેશ ખાતાંના " .. | ૩૯૪૮૬૬૮ | ૩૯૮૨૬૬૩ |
| લડાઇ ખાતાંના " .. | ૨૦૦૫૪૨૫૪૯ | ૨૦૪૧૮૯૯૪૯ |
| દરયાઇ ખાતાંના " .. | ૩૫૫૦૧૧૮૫ | ૩૯૪૦૫૭૫૭ |
| નાણાં ખાતાંના " .. | ૯૯૭૭૯૬૪૨ | ૧૧૩૧૪૨૩૫૮ |
| સરકારી મીલકતોનાં ખાતાંના " .. | ૨૩૪૩૭૬૮૪ | ૨૩૬૩૫૫૯૮ |
| સવદેશ ખાતાંના " .. | ૭૧૩૧૭૭૮૫ | ૭૩૧૮૪૨૨૪ |
| જાહેર કેળવણી ખાતાંનાં " .. | ૨૦૪૧૯૯૬૩ | ૨૦૯૫૮૧૪૮ |
| જાહેર બાંધકામો તથા રેલવે ખા૦ ".. | ૨૩૦૭૦૬૭૬ | ૨૬૨૪૩૫૪૦ |
| ન્યાય ખાતાંનાં " .. | ૧૯૬૮૪૭૭૯ | ૧૯૭૯૩૯૪૨ |
| | ૭૮૧૩૧૩૯૩૪ | ૦૯૭૫૧૦૩૦ |
| નહીં ધારેલા.. | ૩૦૦૦૦૦૦ | ૩૦૦૦૦૦૦ |
| કુલે સાધારણ ખરચ.. | ૭૮૪૩૧૩૯૩૪ | ૮૧૨૭૫૧૦૩૦ |
| ૨ સરકારી જાહેર નામાં વગેરેનો ખરચ. | ૪૯૮૦૭૬૨ | ૬૫૫૪૬૪૨ |
| ૩ અસાધારણ ખરચ ............ | ૭૭૦૦૦૩૦૧ | ૫૨૬૪૩૨૪૦ |
| કુલે ખરચ .. | ૮૬૬૨૯૪૯૯૭ | ૮૭૧૯૪૮૭૩૨ |
| | પાઊંદ, ૮૬૬૨૯૪૯૯ | પાઊંદ ૮૭૧૯૪૮૭૩ |

પાધરા કરનો મુખ્ય ભાગ ખેડુતો ઊપરનો કર છે, જે સઘલી મેહેસુલના નવદશાંસ ભાગ જેટલો છે, જયારે બાકીનો દશમો ભાગ ખેતીવાડી નહીં કરનારા જમીનદારો તથા શેહેરમાંના ઘરવાળાઓ ઉપરનો છે. આડકતરા કરનો મુખ્ય ભાગ કસ્તમસ તથા એક્ષાઇસ જગાતથી ઊપજે છે.

પાધરા કરથી ૧૮૮૨માં ૧૦૩૮૧૦૬૮૮ રૂબલ ઉપજ્યા હતા, જેમાંથી માત્ર ૧૩૬૮૧૮૯૭ રૂબલ જમીનદારો તથા ઘરવાળાઓ પાસેથી મેલવાયા હતા, જયારે બાકીની સઘલી રકમ ખુદ ખેડુતો કનેથી મેલવવામાં આવી હતી. કૅકેસસ તથા સાઇબિરિયામાં એજ પાધરા કરથી ૧૦૧૮૬૯૫૪ રૂબલ અને પોલેન્ડમાં સઘલા પાધરા કરોથી ૮૦૯૪૮૦૦ રૂબલ ઉપજ્યા હતા. વેપારીઓ સામેના પાધરા કરથી માત્ર ૧૬૮૧૭૦૫૧ રૂબલ યુરોપ્યન રશ્યામાં, ૧૨૨૮૭૪૩ રૂબલ પોલેન્ડમાં અને ૨૩૫૦૧૩૯ રૂબલ એશ્યાતિક રશ્યામાં ઉપજ્યા હતા. આડકતરા કરોમાં ૧૯૯૩૩૩૦૩૫ રૂબલ યુરોપ્યન રશ્યામાં, ૧૪૬૦૭૫૫૩ રૂબલ પોલેન્ડમાં અને ૧૫૮૮૮૮૫૫ રૂબલ એશ્યાતિક રશ્યામાંથી જુદી જુદી જાતના સ્પિરિતો તથા બીરદારૂ ઊપરની એક્ષાઇસ જગાતોથી મેલવવામાં આવયા હતા.

સરાસરી લેતાં પાધરા કરોનું પ્રમાણ માણસ દીઠ ૧.૫૫ રૂબલ (૩ શી૦ ૪ પે૦) અને આડકતરા કરોનું પ્રમાણ ૪.૬૫ રૂબલ (૯ શી૦ ૪ પે૦) નું આવે છે, જયારે રાજ્યનું કરજ માણસ દીઠ ૫૦ રૂબલ (૫ પાઊંડ) કરતાં વધારેનું પડવા જાય છે.

ઉપલા કોઠા ઊપરથી માલમ પડશે કે, ખરચની મોટી શાખા સરકારી કરજને લગતી છે. ૧૮૮૫ માં વ્યાજ તથા ડુબત ફંડ માટે જોઇતી કુલ રકમ નીચે મુજબ વેંહેંચી નાખવામાં આવી હતી:–

| સરકારી લોનોનું વ્યાજ, વગેરે. | ૧૮૮૫. |
|---|---|
| ૧ રૂબલની નોટો. | |
| પરદેશોમાં કાહ્ડેલી લોનો; | રૂબલ. |
| ચોકસ મુદતની ........................ | ૭૩૩૦૦૦ |
| જાહુકની ........................ | ૩૯૯૦૪૫૯ |
| સ્વદેશમાં કાહાડેલી ચોકસ મુદતની લોનો: | |
| પરચુટણ ખાતાંઓનું કરજ ............... | ૩૦૫૮૩૭ |
| ૫ ટકાની બેંકની હુંડીઓ ............... | ૧૩૪૫૦૦૦૦ |
| ૧ લી તથા બીજી લોતરી લોનો ............ | ૧૩૨૮૧૫૦૦ |
| ૧ લી તથા ૨ જી ઓરિએનતલ લોનો .......... | ૪૪૦૦૦૦૦૦ |
| તીજોરી ખાતાંની હુંડીઓ ............... | ૧૦૩૬૮૦૦૦ |
| પોલેન્દને લગતુ કરજ ................. | ૩૧૮૪૧૨૩ |
| સ્વદેશમાં કાહાડેલી જાહુકની લોનો......... | ૮૭૭૧૪૩૧ |
| રેલવેઓ વગેરેનાં બાંધકામ માટે કાહાડેલી | |
| કનસાલીદેતદ હુંડીઓનુ વ્યાજ તથા દુબત ફંદ. | ૧૧૨૮૪૭૨૩૯ |
| કુલે રૂબલની નોટો .... | ૨૧૦૯૩૧૫૮૯ |
| ૨ ચાંદીના રૂબલોમાં | |
| પરદેશોમાં કરેલુ કરજ ................. | ૨૪૩૪૫૨૧૩ |
| સ્વદેશમાં કરેલું કરજ ................ | ૭૭૬૦૦૦૦ |
| રેલવેઓને લગતુ કરજ ................. | ૮૬૩૧૪૫ |
| બેંકન હુંડીઓ...................... | ૬૫૭૪૩ |
| વટાવની ખોટ........................ | ૧૬૫૧૭૦૫૧ |
| કુલે ચાંદીના રૂબલો.. | ૪૯૫૫૧૧૫૨ |
| જુમલે.. | ૨૬૦૪૮૨૭૪૧ |

ઇંગ્રેજી સીક્કામાં કુલ્લે કરજ ૨૯૦૦૦૦૦૦ પાઊંદનું થવા જાય છે.

રશયાનું મેહેસુલ આ સદીની લગભગ સરૂઆતથી દર વરસે મોટી ખોટ બતાવતું આવ્યું છે, જે ખોટનું એક કારણ લડાઇનો બેહદ ખરચ અને બીજું કારણ રેલવેઓ જેવાં નફાકારક બાંધકામોનું છે. સૌથી મોટી ખોટ લડાઇના ખરચથી થતી આવી છે. ૧૮૭૬–૮૨ સુધીનાં સાત વરસોમાં રશયાએ ૧૧૧૩૪૮૩૫૦૨ રૂબલ અથવા

૧૧૧૩૪૮૩૫૦ પાઊંડનો અસાધારણ ખરચ લડાઇ પાછલ કર્યો હતો.

તા૦ ૧લી જેન્યુઆરી ૧૮૮૫ સુધીમાં રશીયાએ કાહાડેલી જુદી જુદી લોનોની રકમ ૫૧૯૧૫૯૪૮૬ પાઊંડની છે અને તેનું વ્યાજ ઓછામાં ઓછું ૩ અને વધતામાં વધતું ૬ ટકાનું છે.

રશીયાનું કુલે કરજ મુ૦ બરકેસ્કીએ ૧૮૮૪માં નીચે મુજબનું અડસટ્યું હતું:—કનસાલીડેતેડ કરજ ૨૩૭૦૦૦૦૦૦ પાઊંડ, ચાલુ કરજ ૧૩૯૩૦૦૦૦૦ પાઊંડ, રેલવેઓનું કરજ ૧૦૭૧૦૦૦૦૦ પાઊંડ, આગલું કરજ ફીતાડવા માટેનું કરજ ૫૦૦૦૦૦૦૦ પાઊંડ, કુલે ૫૨૩૪૦૦૦૦૦ પાઊંડ.

સરકારી રીપોર્ટો મુજબ તા૦ ૧લી જેન્યુઆરી ૧૮૮૫ ને દિવસે ૭૧૬૫૧૫૧૨૫ રૂબલની કીંમતની બેંક નોટો ચલણમાં ફરતી હતી, જેમાંથી ૭૧૪૭૨૪૯૫ રૂબલની નોટોનાં નાણાં તૈયાર હતાં.

ફિન્લેન્ડની ગ્રાન્ડડચીનું મેહેસુલ ૪૭૦૨૪૭૨૪ માર્ક યાને ૧૮૮૦૯૮૮ પાઊંડનું અને ખરચ ૪૪૨૪૬૨૧૧ માર્ક અથવા ૧૭૬૯૮૪૮ પાઊંડનો ૧૮૮૫માં હતો. તેનું-કુલે કરજ તા૦ ૧લી જેન્યુઆરી ૧૮૮૫ને દિવસે ૬૭૨૨૪૩૯૦ માર્ક યાને ૨૬૮૮૯૭૫ પાઊંડનું હતું. પોલેન્ડ માટેનું ખાસ બજેત નીકલવાનું ૧૮૬૭માં બંધ થયું હતું.

સ્થાનીક બોર્ડો (ઝેમસ્ત્વોસ)ની વાર્ષિક આવક જે ૧૮૮૫માં ૩૨૫ લાખ રૂબલની હતી તે વધીને ૧૮૮૬માં ૩૬૫ લાખ રૂબલની થઇ હતી, જેમાંથી ૨૬.૭ લાખ જમીનના કરથી, ૩૬ લાખ બીજા કરોથી અને ૩૨ લાખ વેપારના કરથી ઊપજ્યા હતા. જમીનનો કર આપનાર ૫૮૫૩૦૦૦૦૦ એકરના વીસ્તારમાંથી ૨૩૫૦૦૦૦૦૦ એકર

ખેડુતોને લગતા છે, જેઓ એકર દીઠ ૬.૩ કોપેકનો કર આપે છે, જ્યારે ૩૫૧૦૦૦૦૦૦ એકર ખાનગી જમીનદારોના છે, જેઓ એકર દીઠ ૩.૩ કોપેકનો કર આપે છે. ઝેમસ્ત્વોસનો કુલે ખરચ એજ વરસે ૪૧૨૯૩૦૦૦ રૂબલનો એટલે કે માણસ દીઠ ૧.૬૩ રૂબલનો થાય છે. એમાંથી ૧૮ ટકા સ્થાનીક કારોબાર માટે, ૨૬ ટકા સુખશાંતી અને વૈદાં માટે અને ૧૬ ટકા કેલવણી માટે ખરચાયા હતા.

યુરોપ્યન રશ્યાનાં શેહેરોનાં બજેતો સાથે લેતાં ૧૮૮૨માં તેમની આવક ૪૦૦૭૬૭૪૮ રૂબલની અને ખરચ ૩૯૮૦૪૩૭૧ રૂબલનો માલમ પડયો હતો. માત્ર પાંચજ શેહેરોની આવક દશ લાખ ઉપર રૂબલની છે. સઘલાં શેહેરોનું કુલે કરજ એજ વરસે ૨૬૮૪૨૧૭૭ રૂબલનુ માલમ પડયું હતું.

## લશ્કર તથા દર્યાઇ કાફલો.

### ૧. લશ્કર.

રશ્યાનું હથ્યારબંધ લશ્કર ૧૮૭૪નાં વરસની આગમચ ખેડુતો તથા કારિગરોનાં વર્ગોમાંથી ઉભું કરવામાં આવતુ હતું; મુખ્યકરીને જબરીથી સોલજરોને નોંધવામા આવતા. સોલજરોના છોકરાઓને તેમના બાપનાજ ધંધામાં ઉધારવામાં આવતા હતા તથા વળી કેટલોક ભાગ રાજી ખુશીથી લશ્કરમાં સામેલ થતો હતો. જાન્યુઆરી ૧૮૭૪ માં શેહેનશાહે લશ્કરનાં નવાં બંધારણને લગતા એક કાયદા માટે મંજુરયાત આપી હતી. આ કાયદામાં ફર્માવ્યું છે કે, દર વરસે નવા સોલજરો જબરીથી મેળવવા અને એકવીસમું વરસ પુરૂં કરી ચુકેલા તથા શરિરના બાંધાના સંબંધમાં

કાંઇબી નબલાઈ નહીં ધરાવનારાઓને સોલજરો દાખલનોંધ-વાને તેમાં ફર્માવ્યું છે. બદલી માણસ આપી ને છુટી જવાનું આગલું ધોરણ આ નવા કાયદાથી રદ કરવામાં આવ્યું છે. લશ્કરમાં નોકરી કરવાની મુદત પંદર વરસની ઠરાવી છે, જેમાં છ વરસ લડાઈ માટેના તૈયાર લશ્કરમાં અને નવ વરસ રિઝર્વ લશ્કરમાં કાહાડવાનાં હોય છે. લશ્કરને તેની ઠરાવેલી સંપૂર્ણ હાલતમાં રાખવા માટે જોઇએ ત્યાં સુધી માણસોને પોતાની રીજમીતો સાથેજ રેહેવું પડે છે; પણ બાકીની મુદત તેમને ફર્લોની રજા ઉપર કાહાડવામાં આવે છે. પોતાની છ વરસની મુદત પુરી કરવા બાદ સોલજરો રિઝર્વ લશ્કરમાં બીજાં નવ વરસ કાહાડે છે જે અરસામાં તેઓ માત્ર લડાઈના સમયેજ નોકરી કરવાને જોખમદાર છે. જો એ નવ વરસના અરસામાં તેઓને બોલાવવામાં આવે તો રિઝર્વ લશ્કરમાં તુરતના દાખલ થયલાઓને પેહેલે લડાઇમાં બાહાર કાહાડવામાં આવે છે અને જુનાઓને કીલ્લાઓનાં ગેરિસન લશ્કરને મદદ કરવા માટે રિઝર્વ રાખવામાં આવે છે. સુલેહનાં વખતમાં રિઝર્વ લશ્કરને તેનાં સાધારણ રેહેથાંનની જગાઓએ થોડો વખત કવાયદ કરવા બોલાવવામાં આવે છે. કેલવાયલા વર્ગોને ફરજયાત નોંધાવું ન પડે એટલા માટે તથા વધારાની શાખાઓ માટે જોઇતા લાયક પુરૂષો તથા અમલદારો મેળવી શકાય એટલા સારૂ ચોક્કસ હદ સુધ્ધીની કેલવણી ધરાવનારા જુવાંન્યાઓને તેમનાં ૧૭ માં વરસથી થોડીક મુદત સુધી વાલનત્યરો તરીકે દાખલ થવા દેવામા આવે છે. એ લાઇનમાંની પોતાની મુદત પુરી કરવા પછી વાલનત્યરો યા તો એક હલકા વર્ગની લશ્કરી પરીક્ષા આપીને રિઝર્વ લશ્કરમાં દાખલ થાય છે અથવા તો તેઓ અમલદારોને લગતી પરિક્ષા આપીને સાધારણ લશ્કરના કે રિઝર્વ

લશ્કરના અમલદારો થાય છે. રિઝર્વ લશ્કરમાં અમલદારો કે સોલજરો તરીકે દાખલ થતા વાલનત્યરોને તેમની ૩૬ માં વરસની ઉંમર સુધી રેહેવું પડે છે. ૩૬ માં વરસની આગમચ સાધારણ લશ્કર છોડી જતા બીજા સઘલા અમલદારોને એ ઉંમર પુરી થાય ત્યાં સુધી રિઝર્વ લશ્કરમાં રેહેવાની ફરજ હોયછે. રિઝર્વ લશ્કરના સોલજરોને માંદગીને બાહાણે અથવા જો તેઓ કોઈ બીજી સરકારી નોકરી કરતા હોય તો તે કારણે લડાઇમાંથી મુકત કરી શકાય છે. લશ્કર કે દર્યાઈ કાફલામાં સામેલ નહીં થનારાં સઘલાં મજબુત બાંધાનાં માણસોને લડાઇનાં હીંગાંમ ઉપર શેહેનશાહી ઢંઢેરામાં જાહેર કરેલી સરતો મુજબ ઉભા કરવામાં આવનાર મિલિશ્યા (સિરબંદી) લશ્કરમાં નોકરી કરવાને બોલાવી શકાય છે. કૉઝેક લોકો જે શિપાઈ સોલજરો પુરા પાડે છે તે તેમની સાથ થયલાં ચોકસ કરારનામાંઓની રૂહે હોય છે; અને ઘણીક અર્ધી જંગલી જાતોના લોકોને તેમનાં નાહાનાં કદને લીધે તેમજ લશ્કરી જીંદગી તરફના તેમના તીરસકારને લીધે માફ કરવામાં આવે છે. સામાન્ય રીતે એવું માલમ પડયું છે કે, દર ૫૦૦ મરદે ૨ સોલજરો મેલવવાની રીતથી સુમારે ૯૦૦૦૦ થી ૧૦૦૦૦૦ નવાં માણસો ઊભાં કરી શકાય છે.

લશ્કરનાં બંધનને લગતા કાયદાની રૂહે રશયાનું જમીનનું લશકરે સુલેહના વખતમાં ફીલ્દ ત્રુપસ તથા ગૅરિસન ત્રુપસ એવા બે વિભાગોમાં વેહેંચાયલું રહે છે. એ ઉપરાંત સુલેહના અમલમાં રિઝર્વ લશકર ઉભું કરવામાં આવે છે તથા સાધારણ લશકરથી સ્વતંત્ર રીતે તેને લડાઈના પાયા ઉપર મેલવામાં આવે છે. અસાધારણ સંજોગો માટે જો દેશની સલાંમતી માટે જરૂર હોય તે

એક મિલિશ્યા લશ્કર ઉભું કરવામાં આવે છે. લડાઈનાં વખતમાં લશ્કર કેટલું તૈયાર હોય છે તે તેનાં નીચે જણાવ્યા મુજબનાં બંધન ઉપરથી માલમ પડે છેઃ સુલેહના વખતમાં દરેક બૅટલ્યનમાં ૩૮૪ હથયારબંધ માણસો (અમલદારો તથા સોલજરો વગેરે સાથે) હોય છે; લડાઈના વખતમાં તેમની સંખ્યા ૮૬૪ની હોય છે; પણ એ છેલ્લો આંકડો આજારી પડેલા વગેરે માણસોને ધ્યાનમાં લેતાં ઘટીને ૮૦૦નો થાય છે. લડાઈ માટેનું તૈયાર લશ્કર આ મુજબનું હોય છે— પેદલ લશ્કરઃ ૭૬૮ બૅટલ્યનો (૧૯૨ રીજમીતો), ૫૪ બૅટલ્યનો રાઈફલમેનોની, અને સાઇબિર્યા તથા તુર્કસ્તાનની ૩૨ બૅટલ્યનો. ઘોડેસ્વાર લશ્કર; ૫૬ રેગ્યુલર રીજમીતો તથા ૨૯ રીજમીતો કોઝેક લોકોની અને સુલેહના વખતમાં દરેક રીજમીતમાં ૭૬૮ સોલજરો રાખવામાં આવેછે. લડાઈને વખતે તેમાં માત્ર થોડાક હારનેસ–ઘોડા ઉમેરવામાં આવે છે કે જેથી ઘોડેસ્વાર રીજમીતો લડાઈનાં મેદાનમાં એકદમ આગલ વધી શકે. તોપખાનું: ૫૧ બ્રિગેદો, જેમાની ૩ સાઇબિર્યા તથા તુર્કસ્તાનમાં છે, જે મધે દર આઠ આઠ તોપો ધરાવનારી ૩૦૩ બેતરીઓ છે; વલી એ ઉપરાંત ઘોડાની બેતરીઓ સ્વારો સુધાં ૩૦ છે જે દરેક બેતરી છ છ તોપો ધરાવે છે, અને તેમાંની બે સાઇબિર્યા તથા તુર્કસ્તાનમાં છે. એ ઉપરાંત ૧૪ બેતરીઓ કોઝેકસ સોલજરોની છે.

૧૮૮૪માં લશ્કરને લગતી એનજીન્યરીંગ ટુકડીનું બંધન નવું કરવામાં આવ્યું હતું, જેની રૂહે હવેથી સુલેહના વખતમાં સૅપરોની ૧૭ બતેલ્યનો (તથા તે ઊપરાંત અર્ધી બતેલ્યન તુર્કસ્તાનમાં અને ૨ ટુકડાઓ સઇબિર્યામાં) ૮ બતેલ્યનો પોન્તુનરો (પુલ બનાવનારા) ની, ૧૬ લડાઇ-

માં તારની લાઇન નાખનારાઓની ટુકડીઓ, (એ ટુકડીમાંનો દરેક જણ ઘોડેસ્વાર હોય છે કે જેથી ૪૦ માઇલ સુધીનો તારનો સંબંધ જાલવી શકાય), ૬ એનજીન્યરીંગ પાર્કો અથવા ત્રેન જે દરેકમાં ૧૦ વિભાગો હોય છે, જે પેદલ લશ્કર માટે પુરતાં હથ્યારો તથા સામાન લેઇ ચાલે છે; ૪ ખાંન ખોદનારી ટુકડીઓ, ૨ ઘેરો ઘાલનારી ટુકડીઓ અને ૧ તારને લગતી કેળવણી આપનારી ટુકડી રાખવામાં આવિ છે. એ સઘલાંને છ બ્રિગેદોમાં વેંહેંચવામાં આવે છે અને શિખાઉઓને કેળવવા તથા લડાઇમાં માર્યા જનારાઓની ખુટ પુરી પાડવાની ગોઠવણ રાખી છે. કીલ્લાઓમાં રક્ષણ માટેના કીલ્લેબંદી લશ્કરમાં લડાઇને સમયે બારસો બારસો માણસોની ૪૩ બતેલ્યનો અને ત્રણસો ત્રણસો માણસોની ૯ ટુકડીઓ રાખેલી હોય છે. ગેરીસન માટેનાં દીપો લશ્કરમાં ૧૩ બતેલ્યનો અને ૩૦૮ ટુકડીઓ હોયછે.

રિઝર્વ લશ્કરમાં ૨૦૪ બતેલ્યન પેદલ, ૫૬ કાફલા ઘોડેસ્વાર, ૫૧ બેતરી તોપખાનાંની અને ૩૪ કમપની સેપરોની હોય છે. જો સઘલાંને ભેગાં કરવામાં આવે તો ૫૪૪ બતેલ્યનો, ૫૬ કાફલા, ૧૪૪ બેતરીઓ અને ૩૪ ટુકડી એનજીન્યરોની થાય. એ ઉપરાંત વળી એક વધારાનું રિઝર્વ લશ્કર છે જેને "ઓપાસ્રુ" કેહેવામાં આવે છે અને લડાઇને સમે ભેગા થતા શિખાઉઓને તેમાં નાખવામાં આવે છે.

સત્તાવાર ટીપ મુજબ ૧૮૮૪ માં રૂશ્યન લશ્કરના જુદા જુદા વિભાગોનું નામનું બળ નીચે મુજબ હતું:—

| | સુલેહના પાયા ઉપર. | | લડાઇના પાયા ઉપર. | |
|---|---|---|---|---|
| તઇયાર લશ્કર. | અમલદારો. | માણસો. | અમલદારો. | માણસો. |
| રેસાલો ........ | ૧૮૨૦ | ૧૬૦૮ | ૩૧૫૦ | ૩૪૯૪ |
| ૧૯૨ રીજમીતો ........ | ૧૨૦૯૬ | ૩૬૫૫૬૮ | ૧૫૧૬૮ | ૭૬૪૯૨૬ |

| | અમલદારો. | માણસો. | અમલદારો. | માણસો. |
|---|---|---|---|---|
| ૫૪ બતેલ્યનો રાઇફલમેનોની | ૯૩૦ | ૨૭૯૩૯ | ૧૧૩૦ | ૫૭૭૨૩ |
| ૫૬ રોજમાટો અને ૨ કાફલા ઘોડેસવાર લશ્કર...... | ૨૧૨૧ | ૫૯૪૬૨ | ૨૦૪૩ | ૫૭૮૬૨ |
| ૫૧ બ્રીગેડ તોપખાનાની .. | ૧૯૧૬ | ૫૭૨૮૫ | ૧૮૧૮ | ૭૪૪૮૧ |
| ૩૦ ઘોડાની બતેરાઓ.... | ૧૪૯ | ૪૧૭૧ | ૧૫૪ | ૬૨૦૮ |
| એનજીન્યરો ............ | ૭૪૨ | ૧૬૭૩૧ | ૭૬૫ | ૨૯૬૦૯ |
| જુમલે...... | ૧૯૭૭૪ | ૫૩૨૭૬૪ | ૨૪૨૨૮ | ૯૮૬૩૭૩ |
| રીઝર્વ | | | | |
| પેદલ .... ............ | ૩૧૧૬ | ૬૦૭૬૦ | ૮૬૧૧ | ૫૩૭૮૭૫ |
| તોપખાનું .. .......... | ૩૯ | ૬૯૭૮ | ૫૭૬ | ૧૯૮૦૦ |
| એનજીન્યરો ............ | ૨ | ૧૦૩૮ | ૧૦૪ | ૫૬૯૮ |
| જુમલે.... | ૩૫૩૬ | ૬૮૭૮૬ | ૯૨૯૧ | ૫૬૩૩૭૭ |
| ડીપો તરૂપસ............ | ૩૫૧ | ૧૧૮૬૪ | ૨૫૪૪ | ૭૯૦૮૮ |
| લોકલ તરૂપસ.. ........ | ૧૬૨૫ | ૫૯૬૨૫ | ૧૯૮૩ | ૯૯૦૬૭ |
| ઈન્સ્ત્રકશન તરૂપસ ...... | ૫૯ | ૧૧૩૨ | ૬ | ૨૯૮ |
| કોઝેકસ .... ........ .. | ૧૯૮૪ | ૪૯૯૬૨ | ૩૩૫૬ | ૧૪૧૯૬૯ |
| ઈરરેગ્યુલર તરૂપસ........ | ૧૩૯ | ૫૧૩૭ | ૧૪૩ | ૬૧૮૮ |
| જુમલે.... | ૨૭૪૬૮ | ૭૨૯૭૭૦ | ૪૧૫૫૧ | ૧૮૭૬૩૫૩ |

એ સંખ્યામાં સુલેહના વખતના ૧૨૯૭૩૬ ઘોડા અને ૧૮૪૪ તોપો, તેમજ લડાઇના વખતના ૩૬૬૩૫૪ ઘોડા અને ૩૭૭૮ તોપો ઉમેરવી જોઇએ છે. જો એ જુદા જુદા વિભાગોને સાથે ઉમેરવામાં આવે તો સુલેહના વખતનું લશ્કર અમલદારો તથા માણસો સુધાં ૭૭૦૦૦૦, અને લડાઇના વખતનું લશ્કર ૨૨૦૦૦૦૦ માણસોનું થાયછે; અને અગર જો મિલિશ્યા (બીન કેળવાયલા તથા માત્ર લડાઇની વખતે ઉભા કરેલા સોલજરો) ને ઉમેરવામાં આવે તો રશ્યાનું કુલે તૈયાર લશ્કર ૩૨૦૦૦૦૦ માણસોનું થશે.

એના સંબંધમાં આ વાત જાણવાજોગ છે કે, ૧૭૧૨ નાં વરસમાં ૧લા પીતરના વખતમાં રશ્યન લશ્કરની સંખ્યા

માત્ર ૧૦૮૦૦૦ માણસોની હતી અને એ પાદશાહ ૧૭૨૫ માં મરણ પામ્યો તે વખતે તે વધીને ૧૯૬૦૦૦ માણસોનું થયું હતું. ૧૮૦૫ અને ૧૮૦૭ની લડાઈ વખતે રશીઅનો જરમનીમાં ૮૦૦૦ થી ૯૦૦૦૦ માણસો મુશ્કેલીથી લેઈ જઈ શકયા હતા. નેપોલ્યન રશીઆ ઊપર ચઢી ગયો તે વેલા એ પણ તેઓ તેની સામે માત્ર સવા લાખ સોલજરો ઊભા કરી શકયા હતા.

૧૮૮૩માં યુરોપીઅન રશીઆના ૫૮ પ્રાંતોમાં ઘોડાઓની ગણતરી લેતાં તેનો કુલે જુમલો લગભગ ૧૫૦ લાખ લાયક ઘોડાઓનો માલમ પડયો હતો.

તા૦ ૧૮મી દીસેમ્બર ૧૮૭૮નો એક કાયદો જે તારીખ ૧લી જેન્યુઆરી ૧૮૮૧ને દિવસે અમલમાં મેલાયો હતો તેની રૂએ ફિન્લેન્દમાં દરેક માણસ ઊપર લશ્કરમાં નોકરી કરવાની ફરજ નાખવામાં આવી છે. તયાંના લશકરમાં રાઈફલ મેનોની ૯ બતેલ્યનો છે અને તે દરેકમાં ૧૮ અમલદારો ને ૫૦૫ માણસો છે, જેથી તેમની કુલે સંખ્યા ૪૮૩૩ની થાય છે.

રશ્યાનાં ઇરરેગ્યુલર લશકરમાં સર્વથી અગત્યનો ભાગ કોસેકોનો છે.

કોસેકોનું લશ્કરી બંધન ૧૦ મોટ વિભાગોનું બનેલું છે, જેમને વોઇસકોના નામથી ઓળખવામાં આવે છે અને તેમના મઠકો દોન, કયુબન, તેરેક, આસ્ત્રાખાન, ઓરેનબર્ગ, યુરલ, સાઇબીરીયા, સેમીરેચેનસ્ક, ત્રેન્સ બૈકલ્યા, અને આમુર છે. દરેક વોઇસકો પુરતી હથ્યારબંધ અને સરસામાન સાથની કેટલીક રીજમીતો પુરી પાડે છે જેઓ બાબુકની લશ્કરી કવાયત લેયા કરે છે કે જેથી કામ પડવે ૧૦ દીવસના અરસામાં તેઓ લડાઈના મેદાનમાં ઉતરી શકે.

કોઝેકો સ્વતંત્ર માણસોની એક જાત છે. તેઓમાં ગુલામગીરી અથવા જમીન ઉપર આધાર રાખવા જેવું કદી હતું નહીં, સિવાય કે ત્રેન્સમિકલ્યા તથા આમુરના કોઝેકો કે જેઓ આગળ તાજના ગુલામો હતા. તેઓ જે મંડળોમાં છે તેને લગતો સઘળો મુલક "કોઝેક કમ્યુન"નો છે, અને સઘળી જમીન (ઘાસચારા, શીકાર ગાહ, તથા માછલી માર-વાની જગાઓ સુધાં) ઉપર સઘળાઓનો એકસરખો હક છે. કોઝેકો સરકારને કશી જગાત આપતા નથી પણ તેને બદલે તેઓ લશ્કરી નોકરી બજાવવાને બંધાયલા છે. તેઓ ત્રણ વર્ગોમાં વેહેંચાયલા છે:—(૧) નાની ઉંમ-રના અથવા "મેલોલિતનઇ" ૧૬ વરસની ઉમર સુધીના, (૨) લશ્કરમાં સામેલ થયલાઓ "સ્લુઝીલાઇ" ૨૫ વ-રસની મુદત માટે એટલે કે તેમની ૪૨ માં વરસની ઉંમર સુધી (૩) લશ્કરમાંથી છુટા થયલા "ઓસતેવનાઇ" જેઓ ૫ વરસ સુધી એટલેકે તેમની ૪૭માં વરસની ઉમર સુધી રીઝર્વ લશ્કરમાં રહે છે, જે મુદત પછી તેઓ લશ્કરીનોકરીમાંથી સદનતર છુટા થાય છે. દરેક કોઝેકને પોતાને ખરચે પોતાનો સામાન મેળવવાની હથ્યારબંધ થવાની, કપડાં પહેરવાની તથા ઘોડો રાખવાની ફરજ છે. પોતાના મુલકની સરહદ બહાર જયારે તે નોકરી જાએ છે ત્યારે તેને ભાડું તથા થોડું નાણું મળે છે. તોપખાનું અને તેને લગતો સામાન સરકાર-ના હસ્તકમાં હોય છે. દોન ખાતેના કોઝેકો ઉપર કર નાખવાને બદલે તેમને સરકાર એક નાનું સાલ્યાનું આપે છે તથા તે ઉપરાંત લડાઇમાં માર્યા ગયલાઓની વિધવાઓને તથા તેમના નિરાશ્રિત બાળકોને બક્ષીશો આપવામાં આવે છે. એ કોઝેકોનું લડાયક બળ ૪૬૯૮૫ અમલદાર તથા માણ-સોનું અને ૪૭૪૧૩ ઘોડાઓનું છે; કયુબનના કોઝેકોનું

બળ ૩૬૫૨૧ માણસોનું, તેરેકના કોઝેકોનું બળ ૮૯૫૬ માણસોનું, આસ્ત્રાખાનના કોઝેકોનું બળ ૧૩૦૮ માણસોનું. ઓરેનબર્ગના કોઝેકોનું બળ ૧૯૭૪૫ માણસોનું, યુરલના કોઝેકોનું બળ ૭૩૧૩ માણસોનું, સાઇબીર્યાના કોઝેકોનું બળ ૮૯૧૯ માણસોનું, સેમીરેચેનસ્કના કોઝેકોનું બળ ૧૯૭૧ માણસોનું, ટ્રેન્સ બૈકલના કોઝેકોનું બળ ૯૨૯૭ માણસોનું, અને આમુરના કોઝેકોનું બળ ૨૧૧૫ માણસોનું છે. લડાઇની સમયે કુલે કોઝેક લશ્કર ૧૩ બટેલ્યન પેદલ, ૮૦૫ કાફલા ઘોડેસ્વાર અને ૩૩ બતેરી તોપખાનાની ૩૨૮ તોપો સુધાંની ગણાય છે.

## ૨. દર્યાઇ લશ્કર.

રશ્યાનું દર્યાઈ લશ્કર બે મોટા વિભાગો--બાલ્તિક અને કાલા સમુદ્રના કાફલાઓનું બનેલું છે. એ દરેક કાફલાને વળી નાના વિભાગોમાં વેહેંચ્યા છે જેમાંના ત્રણ બાલ્તિકમાં અથવા તેની નજદીક અને બે કાળા સમુદ્રમાં અથવા તેની નજદીક હોય છે. એ વિભાગો સફેદ, બલુ, તથા લાલ વાવટા લઈ જાય છે.

૧૮૮૪ના વરસની આખેરીએ રશ્યાના દર્યાઈ લશ્કરના જુદા જુદા વિભાગોનું બળ નીચે મુજબનું સતાવાર રીતે જાહેર કરવામાં આવ્યું હતું:—(૧) બાલ્તિક, સમુદ્રમાંનો કાફલો, જેમાં ૨૦૯ બારકસો છે. જે મધે ૩૩ હથ્યારબંધ બારકસો, ૪૯ હથ્યાર વિનાની ફ્રિગેતો, કારવેતો, ઈત્યાદી, ૯૫ તારપીદો બોટો, ૧૫ ગનબોટો, ૧૦ લશ્કરી અસબાબ લાવ લઇજાવ કરનારા બારકસો, વગેરે; (૨) કાળા સમુદ્રમાંનો કાફલો, જેમાં ૯૮ બારકસો છે, જે મધે ૭ હથ્યારબંધ અને ૯૧ હથ્યાર વિનાના બારકસો છે, એ પાછલાં ૯૧ બારકસોમાં ૧૮ સ્તીમરો તથા ૧૨ તારપીદો

બોટો છે; (૩) કૅસ્પીઅન સમુદ્રમાંનો કાફલો જે મધે ૯ હથ્યારબંધ અને ૭ હથ્યાર વિનાની સ્તીમરો તથા ૬ તારપીદો બોટો છે; (૪) સાઇબિર્યન કાફલામાં ૨૯ બારકસો છે, જેમાં ૬ તારપીદો બોટો, ૪ સ્તીમરો, વગેરે છે. આ રીતે રશ્યન દર્યાઇ કાફલામાં ૬૭૧ તોપો સાથના અને ૧૯૬૫૭૫ ટનના વજનના તથા ૧૯૧૯૭૬ ઘોડાના બળના ૩૫૮ બારકસો છે.

રશ્યાની લોખંડનાં પડવાળી મનવારો ૪૦ છે જેમાંની ૩૩ બાલ્તિક સમુદ્રમાં અને ૭ કાળા સમુદ્રમાં છે, અને ૧૮૮૪ની આએરીએ તેમને નીચલા વર્ગોમાં વેહેંચી નાખવામાં આવી હતી:

| | બખતરની જાડાઇ. |
|---|---|
| | ઇંચ. |
| ૧ લો વર્ગ: છ વાહાણો ........ | ૧૪ થી ૧૬ |
| ૨ જો વર્ગ: દર્યામાં દુશ્મનનાં બારકસો પકડવાને ફરતાં અગ્યાર વાહાણો ........ | ૪॥ થી ૭ |
| ૩ જો વર્ગ: કોસ્તાના બચાવ માટે વીસ વાહાણો ........ | ૪॥ થી ૬ |
| ૪ થો વર્ગ: બે ગોળાકાર 'મૉનિતરો' .... | ૯ થી ૧૬ |

રશ્યન કાફલામાંનાં લોખંડી બારકસોની ટીપ, તેઓના સવાધીનમાંની તોપો સુધાં હેઠલ આપી છે:

| મનવારોના નામ. | તોપોની સંખ્યા. | ઘોડાનું બળ. | વજન ટન. |
|---|---|---|---|
| પીતર ધી ગ્રેત (તરૅઠ શીપ) ........ | ૮ | ૮૨૫૮ | ૯૬૬૫ |
| મિનિન ........ | ૧૬ | ૫૨૯૦ | ૫૯૪૦ |
| દયુક ઑાવ ઍદિનબરા ........ | ૧૦ | ૫૨૨૨ | ૪૬૦૨ |
| જૅનરલ-ઍદમીરલ ........ | ૬ | ૪૪૭૨ | ૪૬૦૩ |
| દમીત્રિ દોન સ્કોઈ ........ | ૧૬ | ૭૦૦૦ | ૫૭૯૬ |

| મનવારોના નામ. | તોપોની સંખ્યા. | ઘોડાનું બલ. | વજન ટન. |
|---|---|---|---|
| વલાદિમિર મોનોમેખ | ૧૬ | ૭૦૦૦ | ૫૭૯૬ |
| ફ્રૅડરાઇનિ ૨ જી | ૧૩ | ૯૦૦૦ | ૧૦૮૦૦ |
| એસમા | ૧૩ | ૯૦૦૦ | ૧૦૮૦૦ |
| સાઇનોપ | ૧૩ | ૯૦૦૦ | ૧૦૮૦૦ |
| વીત્યાઝ | ૧૦ | ૩૦૦૦ | ૨૯૫૦ |
| રીન્દા | ૧૧ | ૩૦૦૦ | ૨૯૫૦ |
| ઍડમીરલ નખીમોફ | ૧૪ | ૮૦૦૦ | ૭૭૮૧ |
| ઍલૅક્ઝાન્દર ૨ જો | ૧૪ | ૮૦૦૦ | ૮૬૩૨ |
| ઍડમીરલ ચીચેગોફ | ૨ | ૨૦૬૦ | ૩૮૯૨ |
| ઍડમીરલ સ્પીરીદોફ | ૨ | ૨૦૦૭ | ૩૪૯૨ |
| ઍડમીરલ ગ્રીગ | ૩ | ૨૦૩૧ | ૩૪૬૧ |
| ઍડમીરલ લૅઝૅરેફ | ૩ | ૨૦૦૪ | ૩૪૬૧ |
| ન્યાઝ-પોઝારકી | ૧૦ | ૨૮૩૫ | ૪૫૦૫ |
| પેત્રો પારોવસ્ક | .... | ૨૮૦૮ | ૬૦૪૦ |
| પરવેનેતઝ | ૧૫ | ૧૦૬૭ | ૩૨૭૭ |
| મેત્રન મિન્યા | ૧૪ | ૧૬૩૨ | ૩૩૪૦ |
| ક્રેમલ | ૧૪ | ૧૧૨૧ | ૩૪૧૨ |
| ચારોદીકા | ૪ | ૭૮૬ | ૧૮૮૧ |
| રૂસાલ્કા | ૪ | ૭૦૫ | ૧૮૭૧ |
| સ્મર્ચ | ૨ | ૭૦૦ | ૧૪૮૧ |
| સ્ત્રેલૅતઝ | ૨ | ૪૪૪ | ૧૫૬૫ |
| એદીનદરોગ | ૨ | ૪૬૦ | ૧૫૬૫ |
| લેતનીક | ૨ | ૪૯૦ | ૧૫૬૫ |
| બેરોનેનસીયેતઝ | ૨ | ૪૮૧ | ૧૫૬૫ |
| ઉરેગન | ૨ | ૪૩૨ | ૧૫૬૫ |
| તાયફોન | ૨ | ૪૫૩ | ૧૫૬૫ |

૪

| મનવારોમાં ના. | તોપોની સંખ્યા. | ઘોડાનું બળ. | વજન ટન. |
|---|---|---|---|
| લાવા ........................................ | ૨ | ૩૩૫ | ૧૫૬૫ |
| પેરૂન ........................................ | ૨ | ૩૩૮. | ૧૫૬૫ |
| વેસ્તચુન ........................................ | ૨ | ૫૨૯ | ૧૫૬૫ |
| કોલ્દુન ........................................ | ૨ | ૪૮૧ | ૧૫૬૫ |
| નીકોપોલ ........................................ | .... | ૧૦૦ | ૨૭૩ |
| સોસતોલા ........................................ | .... | ૮૦ | ૩૮૪ |
| એદમીરલ પોપોફ ........................................ | ૨ | ૩૦૬૬ | ૩૫૫૦ |
| નોવગોરોદ ........................................ | ૨ | ૨૦૦૦ | ૨૪૯૦ |

શેહેનશાહી કાફલા મધે ૧૮૮૪માં ૨૯ એદમિરલો, વાઇસ એદમિરલો, અને રિયર એદમિરલો, ૪૦૪ કેપ્તનો અને ૯૩૪ લફતેનંતો તથા મિદશિપમેનો છે. એઓ ઉપરાંત ૭૬ એદમિરલો, ૧૪૦ કેપ્તનો અને ૫૦ લફતેનંતોને કિનારા ઉપર જુદા જુદા કારોબાર ઉપર રાખેલા હતા. વળી એ ઉપરાંત શેહેનશાહી કાફલાના બિજા ૩૫ કેપ્તનો અને ૩૯ લફતેનંતો અને મિદશિપમેનો શાહ્યાનું મેલ વનારી સ્તીમરોમાં કામ કરતા હતા. એઓ સિવાય ૧૦૯૪ જુદી જુદી પંકતીના અમલદારો, જેવા કે પાઇલિતો, એનજીન્યરો વગેરે હતા. શેહેનશાહી કાફલાના ખલાસીઓની સંખ્યા ૨૪૫૧૨ની હતી. એઓને લશ્કરના સોલજરો મિસાલે ફરજયાત ઉભા કરવામાં આવે છે. દર્યાઈ કાફલામાં નોકરી કરવાની મુદત નવ વરસની છે, જેમાંનાં બે વરસ રિઝર્વ લશ્કરમાં કાહાડવાનાં હોય છે.

---

## રશ્યન લશ્કરનાં સંબંધમાં પાછળથી મળેલી વધુ ખબરો.

ગયા નવેમ્બર માસમાં યુરોપનાં જુદાં જુદાં દેશોનાં લશ્કરોની વીગત દરશાવનારી એક અગતની ચોપડી બા-

હાર પડી છે. એ ચોપડીમાં જે વર્ણન આપવામાં આવ્યુ છે તે ઇંગ્લંડનાં ધી નેવલ એંડ મીલીતરી ગેઝેટ નામનાં એક જાણીતાં લશ્કરી પત્રોમા કે૯ડે કકે આગળ પ્રગટ થયું હતું. એ મધે રૂસ્યન લશ્કરને લગતી છેલ્લામાં છેલ્લી વીગત આપવામાં આવી છે અને તેમાં એ લશ્કરની સંખ્યા છેક સાઠ લાખ માણસની બતાવવામાં આવે છે. એ સાઠ લાખની વીગત તેમાં નીચે મુજબ આપે છે:-

| | | | | |
|---|---|---|---|---|
| લશ્કરને લગતી સઘળી ગોઠવણ કરનારૂં ખાતું. | અમલદારો | | ૧૨૬૭૮ | ૧૦૩૫૩૪ |
| | ઓહેદારો | | ૮૪૦ | |
| | કલારકો વગેરે | | ૯૦૦૧૬ | |
| | ઘોડા | | ૧૧૩૯૧ | |
| | ગાડીઓ | | ૨૩૮૯ | |
| લડાઇના પાયા ઉપરનું પુરા બાહાર પડે એવું લશકર. | લડનારા | અમલદારો | ૨૨૪૩૧ | ૧૧૩૭૪૩૯ |
| | | સોલજરો | ૧૦૩૫૪૪૨ | |
| | નહીં લડનારા | ઓહેદારો | ૨૩૫૬ | |
| | | બીજાં માણસો | ૭૭૨૧૦ | |
| | તોપો | | ૨૬૨૪ | |
| | ઘોડા | | ૨૬૩૮ ૩ | |
| | ગાડીઓ | | ૩૫૨૬૬ | |
| લડાઇના પાયા ઉપરનું પણ ગોઠાક વખતનો એ લવણીએ બાહાર પડનારૂં રીઝર્વ લશકર. | લડનારા | અમલદારો | ૨૦૯૧૯ | ૧૦૬૪૦૧૨ |
| | | સોલજરો | ૯૫૪૦૫૩ | |
| | નહીં લડનારા | ઓહેદારો | ૧૮૩૬ | |
| | | કામદાર માણસો | ૮૭૧૫૫ | |
| | તોપો | | ૧૧૭૦ | |
| | ઘોડા | | ૫૫૦૪૯ | |
| | ગાડીઓ | | ૯૦૮૬ | |
| સરહદ્દ ઉપરની બતેલયેનો. | લડનારા | અમલદારો | ૮૯૧ | ૪૧૪૮૬ |
| | | સોલજરો | ૩૬૬૪૮ | |
| | નહીં લડનારા | ઓહેદારો | ૧૪૭ | |
| | | કામદારો | ૩૮૦૦ | |
| | ઘોડા | | ૨૬૧૮ | |
| | ગાડીઓ | | ૬૭૫ | |
| ક્રાઝ્રો. | લડનારા | અમલદારો | ૩૫૭૮ | ૧૪૨૮૨૧ |
| | | સોલજરો | ૧૩૯૨૪૩ | |
| | તોપો | | ૨૨૨ | |
| | ઘોડા | | ૧૩૧૭૨૫ | |
| | | | | ૨૪૮૯૩૩૩ |

આ રાક્ષી સંખ્યાનું મોટું લશ્કર તો પુરતા અસબાબ અને ૪૨૧૩ તોપો સાથે તૈયાર હોય છે, પણ તે ઉપરાંત જુદાં જુદાં સંસથાનોમાં ખુદ તેમનાજ બચાવ માટે રાખેલાં રીઝર્વ લશ્કરની સંખ્યા ૨૦૦૦૦૦૦ માણસોની છે. જેઓ પાસે તૈયાર અસબાબ હોતો નથી. પણ જ્યારેબી તેમને જરૂર પડે ત્યારે જુદી જુદી લશ્કરી દોપોમાંથી તુરત જોઇતો સામાન તેઓ મેળવી શકે છે. વળી એ ઊપરાંત સેવટે વધુ લશ્કરની અગત પડે તો મીલીશ્યા લશ્કરમાંથી ૧૨૦૦૦૦૦ માણસો મેલવી શકાય જેથી રશ્યન લશ્કરની કુલે સંખ્યા લગભગ ૬૦૦૦૦૦૦ માણસોની થવા જાય છે.

## રશ્યન શેહેનશાહાત કેમ વધ્યું–તેનો વીસ્તાર અને તેની વસ્તી.

રશ્યન શેહેનશાહાત પૃથિવ ઉપરની તમામ જમીનના સાતમા હીસ્સા જેટલો અને જમીન તથા દર્યા સાથે તમામ પૃથિવના ૨૬મા ભાગ જેટલો ગણાય છે. તેના એટલા બધા મોટા વીસ્તારને લીધે વીસ્તારની ચોકસાઇથી ગણતરી લેવાઈ શકાતી નથી. સરવેથી છેલી ગણતરી મુજબ કુલે વીસ્તાર ૮૬૪૪૧૦૦ ચોરસ માઇલનો અને વસતી ૧૦૨૯૭૦૦૦૦ માણસોની છે. જેથી વસતીનું પ્રમાણ દર ચોરસ માઇલે ૧૨ માણસોનું આવે છે.

The condition of nations એ નામનાં જુદા જુદા દેશોની પ્રજાની સંસારી તથા રાજદવારી હાલત દરશાવનારાં એક પુસ્તકમાં જણાવવામાં આવે છે કે, શેહેનશાહાતનો સંગીન વધારો ૧૫૮૧નાં વરસમાં

થવા માંડયો હતો કે જે વરસમાં હેતમેન જેરમેક તેમોગીફ્રુ નામના એક માણસે પોતે જીતેલો આઇબીયા દેશ શેહેનશાહ ૨જા ફેવનને તાબે કરી દીધો હતો, પણ છેક ૧લા પીતરના વખતથીજ યુરોપની વધુ સુધરેલી પ્રજાઓએ રશ્યા ઉપર કાંઇક લક્ષ આપવા માંડયું હતું. ૧૭૦૭માં પીતરે નવો શોધી કહડાયલો કેમત્સસ્કાતકાનો દ્વિપકલ્પ પોતાને હસ્તક લીધો તથા તેજ વખતે વધુ અગતનો બનાવ એ બન્યો કે ૧૭૨૧માં થયલાં નીસ્તેદતનાં કરારનામાંની રૂહે રશ્યાએ સ્વિદન પાસે ઈંગ્રિયા કેરેલ્યા, ફીન્લૅન્દનો કેટલોક ભાગ, ઍસ્થોન્યા અને લિવો ન્યાના પ્રાંત મેળવ્યા હતા. ૧૬૯૯માં તર્કિ પાસેથી મેળવવામાં આવેલો એઝોવનો જીલ્લો ૧૭૧૧માં રશ્યાએ ખોઇ દીધો હતો. બીજા હાથ ઉપર રશ્યાએ ઇરાન કનેથી દાઘેસ્તાન, શીરવાન, ગીલાન અને દરબંતના જીલ્લા મેળવ્યા હતા, પણ તેમનો મોટો ભાગ ૧૭૩૨ તથા ૧૭૩૬માં ખોહો વાયો હતો. ખીરગીઝ કૉઝેકોને ૧૭૩૧માં અને ઓસેત લોકોને ૧૭૪૨માં તાબે કરવામા આવ્યા હતા; વળી એજ પાછલાં વરસમાં સાઇબિરીયાનો છેક પૂર્વ તરફનો ભાગ, એલ્યુશન તાપુઓ તથા બેહેરીંગસના તાપુઓ રશ્યા સાથે જોડી નાખવામાં આવ્યા હતા. શેહેનશાહબાનુ બીજી કૅથરાઈનના વખતમાં પોલૅન્દના ત્રણ ભાગ થયા હતા જેમાંના બે ભાગ રશ્યાએ મેળવ્યા હતા. તા૦ ૨૨મી જુલાઇ ૧૭૭૪નાં એક કરારનામાંની રૂહે તર્કીએ એઝોવનો જીલ્લો પાછો રશ્યાને આપ્યો તથા તે સાથે કાર્બિયાનો થોડો ભાગ અને કબરદાહનો જીલ્લો પણ આપ્યો હતો. ૧૭૮૩માં જયારજ્યા અને ૧૭૯૩માં• કુરલેંદ તથા લેની રશ્યાએ મેળવ્યાં હતાં. એજ વરસમાં રશ્યાએ ઈરાનનો કુર સુધીનો ભાગ જીતી લીધો હતો. ૧૮૦૯માં સ્વિદન પાસે ફીન્લૅન્દનો આખો પ્રાંત,

૧૮૧૨માં તર્કી પાસે બીસારેબ્યા, ૧૮૧૩માં ઇરાંન પાસે કૉકેસસનો કેટલોક ભાગ અને ૧૮૧૫માં વિએનાની કૉનગ્રેસ મારફતે પોલેન્ડ આખું રશ્યાએ મેળવ્યું હતું. એ પછી ૧૮૨૮માં નવેસર થયલી લડાઇઓમાં ઇરાંને એરીવાન અને નખ્ચીએવન (અથવા નવું આર્મિન્યા) જોડ્યું હતું તથા ૧૮૨૯માં તર્કીએ અનાપા, પોતી, અખ્માલત્જિક અને અખાલકાલકા રશ્યાને સ્વાધીન આપ્યા હતા. તર્કીના સુલતાનનો વધુ મુલક મેળવવાની ખાહેશથી ૧૮૫૩ માં રશ્યાએ નવી લડાઇ ઊઠાવી, જેમાં તર્કી તરફથી ઇંગ્લંડ તથા ફ્રાંસ તેમજ સાર્ડિન્યાએ ભાગ લીધો હતો, જેનું સેવટ ૧૮૫૬ના પેરિસના કોલકરારોમાં આવ્યું હતું. એક આખી સદી જવા પછી રશ્યનોને એ વખતે પેહેલીજવાર મોલદેવ્યાનો જીલ્લો તેમજ ઇસમાયલ અને કયાલાના કીલ્લા આપી દેવાની ફરજ પડી હતી, પણ ૧૮૭૮માં બર્લીન ખાતે થયલાં કરારનામાં મારફતે રશ્યાએ એ જીલ્લો તેમજ કીલ્લા પાછા મેળવ્યા હતા. વળી ચીન સાથે કરાર કરીને રશ્યાએ આમુરનો જીલ્લો મેળવ્યો છે. ૧૮૫૯ તથા ૧૮૬૪ માં કૉકેઝસનો આખો પ્રાંત રશ્યાએ જીત્યો હતો. અમેરીકામાં પણ રશ્યા ૫૭૭૭૭૭ ચોરસ માઇલના વીસ્તારનો અને ૫૪૦૦૦ માણસોની વસ્તીનો મુલક ધરાવતું હતું, પણ એ મુલક તેણે અમેરીકાનાં યુનાઇટેડસ્તેતસને વેચી નાખ્યો હતો.

હેઝેલ્સ સાઇકલો વિદ્યાના ૧૮૮૬ના અંકમાં જણાવવામાં આવે છે કે, છેલ્લાં પંદર વરસ થયાં રશ્યાએ પોતાનો રાજ્દવારી વધારો ઘણો કરી મેલ્યો છે. ફ્રાંસને જરમનીએ આપેલી શીકસતનો અને જરમની સાથની પોતાની મીત્રાચારીનો લાભ લઇને રશ્યાએ તા૰ ૩૦મી માર્ચ ૧૮૭૧ને દીવસે જાહેરમાં એક યાદી બાહાર પાડી ૧૮૫૬ના પેરીસ ખાતે થયલા કોલકરાર

પોતાની ઊપર ફરજ્યાત ગણવાને નાપાડી હતી. જેનરલ ચેરનેફે મધ્ય એશીઆમાં સરૂ કરેલી લડાઇ જુન ૧૮૭૨માં જેનરલ કાફમેને પાછી ચાલુ કરી અને ખીવા ઊપર હુમલો કરી તેને તાબે કર્યું અને પછી ત્યાંના ખાંનને પોતાના ખંડયા હાકેમ તરીકે પાછી ગાદી આપી હતી. ૧૮૭૫માં ખોકંદના ખાંન નજરએદદીનને હરાવી તેને પણ ખંડયો હાકેમ બનાવવામાં આવ્યો હતો. પણ અકટોબર ૧૮૭૫માં એ હાકેમ સામે અબદલ આહમદ નામના શખશે બલવો ઉઠાવ્યો જેને જેનરલ સ્કોબેલોફે સંપૂર્ણ શીકસત આપી અને ખોકંદને રશ્યન શાહેનશાહત સાથે માર્ચ ૧૮૭૬માં જોડી નાખ્યું. બીજે મહિને સ્કોબેલોફે કારા ખીરગીઝોને હરાવી તાબે કર્યા હતા. એ અરસામાં બાલકનના દ્વિપકલ્પ મધે જુલાઇ ૧૮૭૫માં હરજીગોવીનાના રૈયતોએ બલવો ઊઠાવ્યો, જેણે ઘણા ભાંકર બનાવોને જન્મ આપ્યો હતો. જુલાઈ ૧૮૭૬માં સર્વ્યા અને માન્તિનિગ્રોનાં સ્લાવ રાજ્યોએ તર્કી સામે બલવો ઉઠાવ્યો. રશ્યન વાલન્ટ્યરો અને રશ્યન નાણાંની મજબુત મદદથી જેનરલ ચેરનેફની સરદારી હેઠલ બાહાર પડેલાં સર્વ્યન લશ્કરને ઑગસ્ટ ૧૮૭૬માં તુર્કીએ સખત શીકસત આપી અને તેથી સર્વ્યાએ સુલતાન સાથે સુલેહ કરી. માન્તિનિગ્રો અવાર નવાર હાર તથા ફતેહ મેલવતું રહ્યું હતું. ૧૮૭૬ના શ્યાલામાં કાન્સ્ટૅન્તિનોપલ મધે મોટાં રાજ્યોના પ્રતિનિધીઓનું એક કૉનફરન્સ મળ્યું, પણ તે કાંઇબી ચુકાદા ઊપર નહીં આવવાથી રશ્યાએ તર્કી સામે લડાઇ જાહેર કરી અને તા૦ ૨૪મી એપ્રિલ ૧૮૭૭ને દીને રશ્યન લશ્કર પેહેલવેહેલું દુશ્મનના મુલકમાં દાખલ થયું. ૧૮૭૭ની વસંતમાં એ લશ્કર ડૅન્યુબ નદી ઓલાંગી ચુક્યું હતું. કેટલીક મુશ્કેલીઓ પછી ૧૮૭૮માં

પ્લૅવનાનો કીલ્લો શરણ મેલવી રશ્યાએ કૉન્સ્તેન્તિનોપલ ઉપર ચઢી જવાની ધમકી આપી પણ ઇંગ્લંડ સામે થવાથી તે વાત તેણે માંડી વાલી તા૦ ૩જી માર્ચ ૧૮૭૮ને દિવસે સૅનસ્તિફેનો ખાતે સુલતાન સાથે ચોકસ કરાર કર્યા હતા, પણ તેના સંબંધમાં બર્લિન ખાતે મલેલી કૉનગ્રેસે કેટલીક તપાસ કરી તેમાં તર્કીની તરફેણમાં કેટલાક ફેરફાર કર્યા હતા; બલગેર્યાનો અરધો ભાગ સ્વતંત્ર કરેવામાં આવ્યો અને અરધા ભાગને પૂર્વ રૂમીલ્યાને નામે એક તર્કીશ સુબાના અમલ હેઠલ મેલવામાં આવ્યો હતો. એશ્યા માઇનરમાં કાર્સનો અગતનો કીલ્લો તથા બાટુમનો લડાઇ વિખતે તેની કને કરીઆણી લેવાયલો ભાગ રશ્યને પાછો મલ્યો હતો. મધ્ય એશીઆની સરહદ ઉપર ની લડાઇ ૧૮૭૯માં પાછી સર થઇ. તેની તર્કમેના સામે ચડાઇ લેઇ જવામાં આવી જેમાં પ્રથમ રશ્યાને શીકસત મલી પણ પાછળથી મે ૧૮૮૧માં જેનરલ સ્કોબેલેફે તેમને તાબે કરી તેમનામાંના ઘણાઓનો ઘાંન કાહાડી નાખ્યો હતો. ફેબ્રુઆરી ૧૮૮૪માં રશ્યાએ મર્વનો કીલ્લો ત્યાંના રેહવાસીઓની પોતાની અરજ ઉપરથી પોતાના મુલક સાથે જોડી નાખ્યો હતો; એ પછી માર્ચ ૧૮૮૫માં રશ્યાએ પંજદેહનો કબજો મેલવીને તેને પોતાના મુલક સાથે જોડી નાખ્યું, જેથી તેને ઇંગલંડ સાથે મજબુત વાંધો ઉઠ્યો હતો. સરહદ બાબતમાં વાંધો ઉઠતો અટકાવવા માટે એ બંને રાજ્યો તરફથી એક કમીશન નેમવામાં આવ્યું હતું. (જેણે પાયોનીઅર પત્રના ખાસ ખબર પત્રીના જણાવવા પ્રમાણે વાંધાવાળી ૭૦૦૦ ચોરસ માઇલ જગામાંથી ૫૦૦૦ માઇલ રશ્યાને અને બાકીની અફગાનીસ્તાનના અમીરને અપાવી છે. પણ કમીશને પોતાનું કામ કાંઇ સમાપ્ત કર્યું નથી, કારણ કે મેમબરો વચ્ચે ખામેખાબ અને

તેની નજદીકના અગતના લતાની માલિકી બાબદ વાંધો ઊ ઠવાથી તેનો મુકાદો બંને દેશોની સરકારોને માથે નાખી કમીશન બરખાસ્ત થયું છે.) તા૦ ૧૮મી સપ્ટેમબર ૧૮૮૫ ને દીને પૂર્વ રૂમીલ્યામાં એક બલવો જાગી ઊઠયો અને ત્યાંના લોકોએ તર્કીની હાકમીમાંથી નીકલી બલગેર્યાના તે વેલાના હાકમ પ્રિન્સ અલૅક્ઝાન્દરની હાકમીમાં જવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો. રશ્યાએ આવી ગોઠવણ સામે વાંધો ઊઠાવ્યો જયારે ઇંગ્લંડે તે ગોઠવણને ટેકો આપવા માડયો. ઘણીક ભાંજગડ પછી સેવટ એવી રીતે લાવવામાં આવ્યું કે, રૂમીલ્યાઊપર બલગેર્યાવાલા એલેક્ઝાન્દરને ૫ વરસ સુધી તર્કીના ખંડયા હાકમતરીકે હકુમત ભોગવવા દેવી; અને ત્યાર પછી તેને પાછો નેમવો કે નહીં તે મોટાં રાજયોની મુનસફી ઊપર રાખવું. પણ ત્યાર પછી થોડાજ વખતમાં રશ્યાની પક્ષ કરનારી એક ટોલીએ મો૦ ઝેનકોફની સરદારી હેઠલ બલવો ઊઠાવી પ્રીનસ એલેક્ઝાન્દરને તેના મેહેલમાં જઇ કેદ પકડયો અને ગાદી છોડી દેવાનાં એક લખત ઉપર તેની સહી મેલવી. એ પછી એ પ્રીનસને કેટલેક ઠેકાણે બંદીવાન તરીકે ફેરવી છોડી મેલવામાં આવ્યો હતો. પ્રીન્સની તરફેણ કરનારાઓએ તુરતજ એક કામ ચલાઉ સરકાર ઊભી કરી બલવાખોરોને કેદ પકડયા અને પ્રીનસ એલેક્ઝાન્દર પોતાના મીત્રોનાં નોત્રાથી એકવાર પાછો બલગેર્યા ગયો, પણ રશ્યાની પોતાની સામે મજબુત ખત્રાજી જોવાથી પોતાથી ટકી શકાવાનું નથી એમ ધારીને તેણે એક રીજન્સી સ્થાપી પોતાનું તખત સેવટનું છોડી દીધું. આ રીજન્સીએ પોતાની નેશનલ પાર્લામેંટ જે સોબ્રાંજેને નામે ઓળખાય છે તેની મારફતે પ્રીન્સને પાછો ચુંટી કાહાડવાની અને તેની સામે બલવો ઊઠાવનારાઓને સખત સજા

કરાવવાની નીરતા રાખી હતી. પણ રશ્યાની મજબુત ધા-રતીથી તથા બીજાં મોટાં રાજ્યોની સમજાવતથી રશ્યાની માગણી મુજબ તેઓએ પ્રીન્સ એલેક્ઝાન્દરને ચુંટી કાહાડવાનો ઠરાવ રદ કર્યો તથા તેની સામે બલવો કરનારાઓને છોડી મેલ્યા એટલુંજ નહીં પણ ખુદ આગેવાન બલવાખોર ઝેનકોફને તેઓએ રીજન્સીમાં દાખલ કરી રશ્યન પક્ષને ઘણી મજબુતી કરી આપી. પણ વલી ઝેનકોફ રીજંસીમાં દાખલ થયો તે આગમગ બલગેર્યન સોબ્રાંજે (પાર્લામેંતે) પોતાના રાજા તરીકે શાહજાદા વાલ્દિમારને ચુંટી કાહાડી ગાદી લેવા માટે શાહાજાદાને અરજ કરવાને તેના ઉપર એક દેપ્યુતેશન મોકલ્યું. શાહાજાદો વાલ્દિમાર હાલના રશ્યન શેહેનશાહાનો તેમજ આપણા નામદાર પ્રિન્સ ઑાવ વેલ્સનો બંનેવી થાય છે અને બલગેરીયન સોબ્રાંજ એવું ધારતી હતી કે તેથી તેનું મિત્ર ઇંગ્લંદ તેમજ તેનું દુશ્મન રશ્યા બંને એ નેમણુકથી ખુશી થશે. પરંતુ શાહાજાદાએ પોતાના બાપની તથા પોતાના ભાઇ ગ્રીસના રાજા જ્યારજની ભલામણ ઉપરથી ગાદી લેવાને ના પાડી. આથી હવે કોણુને રાજા તરીકે પસંદ કરવો તે બાબદ બલગેર્યન સોબ્રાંજ વમલમાં પડી છે. રશ્યાએ પોતાની તરફથી કોકેસસ તરફ આવેલા મિંગ્રેલ્યા પ્રાંતના નીકોલસ નામે એક શાહજાદાને ઉમેદવાર તરીકે બાહાર પાડયો છે જેને માટે ઇંગ્લંદ સિવાય સઘલાં મોટાં રાજ્યોએ પોતાની મંજુરયાત આપી છે. ઇંગ્લંદે એવો વિચાર જાહેર કર્યો છે કે, બલગેર્યનોને એ શાહાજાદો પસંદ નથી માટે તેઓ ઊપર દબાંન કરવું નહીં; પણ બીજી તરફથી તર્કિ રશ્યા સાથે મલી ગયું છે અને છેલ્લી ખબર મુજબ તર્કિએ મોટાં રાજ્યો ઉપર એક યાદી મોકલી ઉપલા શાહજાદાને બહાલ રાખવાની

મજબુત ભલામણ કરી છે. બલગેર્યનો તરફની છેલ્લી ખબર એ આવી છે કે, સોબ્રાંજે થોડાક ગ્રહસ્થોનું એક ડેપ્યુતેશન મોટાં રાજ્યો ઊપર તેમની હાલની હાલત બાબદ ખુલાસો કરવાને મોકલ્યું છે અને તે ડેપ્યુતેશને પોતાની મુસાફરી તા૦ ૬ ઠી ડીસેમ્બરે સરૂ કરી હતી. વળી તર્કિ તરફની ઊપર જણાવેલી યાદીનાં સંબંધમાં બલગેર્યાની રિજન્સિએ એવો જવાબ બાહાર પાડ્યો છે કે તેઓ મિંગ્રેલયાના શાહાજાદાને પોતાના રાજા તરીકે કદી કબુલ રાખવાના નથી.

રૂશ્યાના જુદા જુદા શેહેનશાહો અને શેહેનશાહબાનુઓના અમલમાં શેહેનશાહતનો વીસ્તાર નીચે મુજબનો થતો ગયો હતો:-

| | વરસ. | ચોરસમાઇલ. |
|---|---|---|
| ઇવેન ૧ લો ........ ........ | ૧૪૬૨ | ૩૮૨૭૧૬ |
| વેસીલી ઇવેનોવીચ ........ | ૧૫૦૫ | ૫૧૦૨૮૮ |
| ઇવેન ૨ જો ................ | ૧૫૮૪ | ૧૫૩૦૮૬૪ |
| એલેક્ષી માઇકિલોવીચ.... | ૧૬૫૦ | ૫૦૩૯૦૯૪ |
| પીતર ૧ લો ................ | ૧૬૮૯ | ૫૯૫૩૩૬૦ |
| એના .......... .......... | ૧૭૩૦ | ૬૮૮૮૮૮૮ |
| કેડેરાઇન ૨ જી .......... | ૧૭૬૫ | ૭૧૨૨૭૭૦ |
| ઍલૅક્ઝાન્ડર ૨ જો ........ | ૧૮૬૮ | ૭૮૬૬૯૪૦ |
| ઍલૅક્ઝાન્ડર ૩ જો ........ | ૧૮૮૫ | ૮૬૪૪૧૦૦ |

શેહેનશાહાતની વસ્તી નીચે મુજબ વધતી ગઇ હતી:-

| વરસ. | સંખ્યા. | વરસ. | સંખ્યા. |
|---|---|---|---|
| ૧૭૨૨ | ૧૪૦૦૦૦૦૦ | ૧૮૧૫ | ૪૫૦૦૦૦૦૦ |
| ૧૭૪૨ | ૧૬૦૦૦૦૦૦ | ૧૮૨૯ | ૫૦૫૦૦૦૦૦ |
| ૧૭૬૨ | ૧૯૦૦૦૦૦૦ | ૧૮૩૮ | ૫૯૦૦૦૦૦૦ |
| ૧૭૮૨ | ૨૭૫૦૦૦૦૦ | ૧૮૫૧ | ૬૫૦૦૦૦૦૦ |
| ૧૭૯૩ | ૩૪૦૦૦૦૦૦ | ૧૮૭૦ | ૭૮૦૦૦૦૦૦ |
| ૧૮૦૩ | ૩૬૦૦૦૦૦૦ | ૧૮૭૭ | ૮૬૨૫૦૦૦૦ |
| ૧૮૧૧ | ૪૨૦૦૦૦૦૦ | ૧૮૮૫ | ૧૦૨૯૭૦૦૦૦ |

યુરોપ્યન રશ્યા ૨૦૯૫૫૦૦ માઇલનું અને ૮૭૦૭૪૨૩૬ માણસોની વસ્તી ધરાવનારૂં છે; જ્યારે એશિયાતીક રશ્યા ૬૫૪૮૬૦૦ ચોરસ માઇલનું અને ૧૬૧૯૫૧૬૫ માણસોની વસ્તીવાળું છે. રશ્યાની વસ્તીનો મોટો ભાગ ખેતીવાડીનો ધંધો કરે છે અને ગામડાંઓમાં રહે છે. વળી એવી ગણતરી કાહાડીછે કે, શેહેનશાહાતની કુલ વસ્તીમાંથી ૮૮ ટકા આર્ય વંશના અને ૪॥ ટકા તુરાની વંશના, ૪ ટકા યુરેલો-આલતાઇ વંશના અને ૩॥ ટકા મોંગોલિક વંશના છે. રશ્યામાં સુમારે ચાલીસ જુદી જુદી ભાષાઓ બોલાય છે. ૧૮૬૧ની આગમજ વસ્તીનો મોટો ભાગ તાબના અને ખાનગી આસામીઓના ગુલામો તરીકે લેખાતો હતો, પણ તા૦ ૩૭ માર્ચ ૧૮૬૧નાં હુકમનામાંની રૂએ ગુલામી ધંધો સદનતર નાબુદ કરવામાં આવ્યો હતો. રશ્યામાં ખેડવા લાયક જમીનનો સુમારે ત્રિજો ભાગ રાજ્યને હસ્તક, પાંચમો ભાગ જમીનદારો પાસે અને ચોથો ભાગ ઊપર ખેડુતો કને છે. રશ્યામાં ૨૩૦૦૦૦૦૦ ખેડુતો અને ૩૨૦૦૦૦ જમીનદારો અને ઉમરાવો છે.

## વેપાર તથા ઊદયોગ.

સત્તાવાર રીપોર્ટ મુજબ ૧૮૭૯ થી ૧૮૮૩ સુધીનાં પાંચ વરસોમાં નીચે મુજબની વેપારની જણસો આયાત નીકાશ રશ્યન શેહેનશાહાતમાં થઇ હતા:—

| વરસ. | આયાત. | | વરસ. | નીકાસ. | |
|---|---|---|---|---|---|
| | રૂબલ. | પાઊંડ | | રૂબલ. | પાઊંડ |
| ૧૮૭૯ | ૫૮૭૭૧૩૦૦૦ | ૫૮૭૭૧૩૦૦ | ૧૮૭૯ | ૬૨૭૭૬૮૦૦૦ | ૬૨૭૭૬૮૦૦ |
| ૧૮૮૦ | ૬૨૨૮૧૨૦૦૦ | ૬૨૨૮૭૨૦૦ | ૧૮૮૦ | ૪૯૮૬૭૨૦૦૦ | ૪૯૮૬૭૨૦૦ |
| ૧૮૮૧ | ૫૧૭૭૧૩૦૦૦ | ૫૧૭૭૧૩૦૦ | ૧૮૮૧ | ૫૦૬૪૨૩૦૦૦ | ૫૦૬૪૨૩૦૦ |
| ૧૮૮૨ | ૫૬૬૭૮૨૦૦૦ | ૫૬૬૭૯૨૦૦ | ૧૮૮૨ | ૬૧૭૭૯૬૦૦૦ | ૬૧૭૭૯૬૦૦ |
| ૧૮૮૩ | ૫૫૭૨૫૭૦૦૦ | ૫૫૭૨૫૭૦૦ | ૧૮૮૩ | ૬૨૦૨૯૫૦૦૦ | ૬૨૦૨૯૫૦૦ |

એ અયાત નીકાશ ઊપરાંત વળી સોનું રૂપુંબી સારા જથામાં અયાત નીકાશ કરવામાં આવે છે. ૧૮૮૨નાં વરસમાં ૯૭૭૪૦૦ પાઊંડનું અને ૧૮૮૩ માં ૬૫૫૫૦૦ પાઊંડનું સોનુ રૂપું રશ્યન શેહેનશાહાતમાં અયાત થયું હતું, જ્યારે ૮૦૫૧૯૦૦ પાઊંડનું ૧૮૮૨ માં અને ૨૧૯૫૩૦૦ પાઊંડનું સોનુ રૂપું ૧૮૮૩ માં રશ્યન શેહેનશાહાતમાંથી નીકાશ થયું હતું.

[ " પ્રજાઓની હાલત " નામનાં આગલ ઇસારો કરેલાં પુસ્તકમાં રશ્યન શેહેનશાહાતની સોના રૂપાં વગેરે ધાતુ ઓની ખાને બાબદ નીચે મુજબનું જાણવા જોગ વર્ણન આપવામાં આવ્યું છે:—વિયેના ખાતે ભરાયલાં પ્રદરશન માટે તૈયાર કરવામાં આવેલી એક ગણતરી ઊપરથી આપણને માલમ પડે છે કે, ૧૮૭૧ માં રશ્યન શેહેનશાહાતમાં સોનાની ૯૭૯, પ્લેતિનમની ૬, ચાંદી તથા સીસાંની ૨૧, ત્રાંબાની ૭૬, લોખંડની ૧૧૭૪, કાંસાંની ૬, કલાઈની ૧, કોલસાની ૩૨૭, સુરાખારની ૪ વગેરે ખાંનો હતી, જ્યારે નેપ્થા (કેરોસિન) તેલના ૬૯૭ ઝરા હતા. ]

૧૮૮૦ થી ૧૮૮૨ સુધીમાં ઉપલી ખાંનોની ઊત્પત્તી નીચે મુજબની થઈ હતી:

| | સોનું | રૂપું | પ્લેતીનમ | સીસું | કાંસું | ત્રાંબું |
|---|---|---|---|---|---|---|
| | પુદ* | પુદ | પુદ | પુદ | પુદ | પુદ |
| ૧૮૮૦ | ૨૬૪૧ | ૬૧૬ | ૧૮૦ | ૬૯૯૪૭ | ૨૬૭૮૦૦ | ૧૯૫૫૧૮ |
| ૧૮૮૧ | ૨૨૪૪ | ૫૭૬ | ૧૮૨ | ૬૦૨૧૮ | ૨૭૭૬૪૧ | ૨૧૧૪૬૫ |
| ૧૮૮૨ | ૨૨૦૭ | ૪૮૯ | ૨૪૯ | .... | .... | .... |

| | સોખંડ | પોલાદ | કોલસો |
|---|---|---|---|
| ૧૮૮૦ | ૪૫૩૧૬૦૦૦ | ૧૮૭૬૧૦૦૦ | ૨૦૦૯૪૩૦૦૦ |
| ૧૮૮૧ | ૪૬૫૦૧૦૦૦ | ૧૭૯૦૭૦૦૦ | ૨૧૩૨૫૮૦૦૦ |
| ૧૮૮૨ | ૪૬૩૮૯૦૦૦ | ૧૫૧૨૦૦૦૦ | ૨૩૦૧૯૪૦૦૦ |

* એક પુદ, ઇંગ્રેજી ૩૬ રતલની બરાબર છે.

| | નેપ્થા | ખાર |
|---|---|---|
| ૧૮૮૦ | ૨૧૪૯૮૦૦૦ | ૪૭૫૭૨૦૦૦ |
| ૧૮૮૧ | ૪૦૪૭૫૦૦૦ | ૫૦૭૩૪૦૦૦ |
| ૧૮૮૨ | ૫૦૫૦૮૦૦૦ | ૮૪૫૯૮૦૦૦ |

કોલસા તથા લોખંડની આટલી બધી ઉત્પત્તી છતાં હજી મોટો જથો બાહારથી રશીઆમાં અયાત કરવામાં આવે છે. ડૉન ખાતેની કોલસાની ખાંનોનું કામ દર વરશે વધ્યું જાય છે. ૧૮૮૩ માં એ ખાંનો ઊપર ૯૬૦૮ માણસો અને ૧૭૦ એનજીનો રોકાયલાં હતાં તથા તેની ઉત્પત્તી ૩૮૬૦૦૦૦૦ હંડ્રેડવેતની થઈ હતી. કૅસ્પયન સમુદ્ર આગળ નૅપ્થા તેલના જે નવા ઝરાઓ મલ્યા છે તેમનો ઊપયોગ મોટા પાયા ઉપર ખીલ્યો જાય છે; ૧૮૮૪ માં સુમારે ૨૦૦૦૦૦૦૦ હનડ્રેડવેત નૅપ્થા નીકલ્યું હતું જેમાંથી ૪૬૦૦૦૦૦ હંડ્રેડવેત સ્વચ્છ તેલ અને બીજી જણસો બનાવવામાં આવી હતી. ૧૮૮૧ મ રશ્યા મધે ૧૬૩૩ ભઠીઓ હતી. ખાંનો તથા ખણીજ પદાર્થો ઉપર ૧૮૮૨માં ૩૦૪૫૦૦ માણસો રોકાયલાં હતાં. યુરોપયન રશ્યામાં (પોલેન્દ અને ફીન્લેન્દ સિવાય) ૫૬૯૦૦ કારખાનાં ૧૮૮૨માં હતાં, જે મધે ૯૫૪૯૭૦ માણસો કામ કરતાં હતાં તથા ૭૧૧૨૬૦૩૨૬૭૦ રૂબલ (૧૧૨૬૦૩૨૬૭ પાઉંડ) નો પેદાશ નીપજાવતાં હતાં, એ મધે સુતરાઉ કાપડ ૨૦૮૬૨૮૦૦ પાઉંડનું. ઉન ૬૬૧૫૨૦૦ પાઊંડનું, સન ૩૦૪૫૫૦૦ પાઊંડનું, રેશમ ૬૯૦૫૨૦ પાઊંડનું, ખાંડ ૧૪૦૯૦૩૨૦ પાઉંડનું, દારૂ ૧૫૬૦૨૭૭૦ પાઊંડનો, લોખંડનો સામાન ૭૨૧૫૩૫૦ પાઊંડનો હતો. પોલેન્દના ૧૯૦૨૭ કારખાનાંવાળાઓએ ૧૦૩૧૦૦૦ માણસો રાખ્યાં હતાં જેઓ ૮૪૭૩૦૨૦૦૦ રૂબલનું કામ નીપજાવતા હતા.

રશ્યાના વેપારી કાફલા મધે ૧૮૮૩ માં ૧૫૭૬૨૬ તનનાં વજનની ૨૦૪ સ્તીમરો અને ૪૬૭૭૪૦ તનનાં વજનનાં ૨૧૩૯ વાહાણો હતાં. એમાંનો ચોથો ભાગ પરદેશો સાથે વેપાર કરે છે અને બાકીનો ભાગ કોસ્તા તરફ સેહેલગાહ કરે છે. ૧૮૮૨ માં યુરોપ્યન રશ્યામાં માંહેલા ભાગોના વેપાર માટે ૬૭૫૭૬૯૫ રૂબલનાં ૭૪૧૫ નવાં બારકસો બનાવવામાં આવ્યાં હતાં. જુદી જુદી નદીઓ ઊપર આવેલાં બંદરો ખાતે એજ વરસમાં ૨૦૫૦૦૦૦૦૦ રૂબલની વેપારની જણસો ઊતારવામાં આવી હતી.

રશ્યાનો મુખ્ય નીકાશ વેપાર ઘઊં અને બીજા અનાજનો છે. ૧૮૮૦ થી ૧૮૮૪ સુધીમાં દર વરસે સરાસરી ૮૦ લાખ પાઊંડની કીંમતનો અનાજ તથા આટો રશ્યાથી નીકાશ થતો રહયો હતો. એ ઊપરાંત સણ, લાકડાં, સણનાં બીજ, સરસી તથા અલસી અને ઊનની મોટી નીકાશ થાય છે. બીજા હાથ ઊપર કાચો રૂ, લોખંડ અને બીજી કાચી ધાતુઓ, ચાહે, કાપડ, સુતર, સાંચાકામ રશ્યાની મુખ્ય અયાત ગણાય છે.

---

## રેલવેઓ.

---

[કરાઇમ્યાની લડાઇમાં રશ્યાને જે આફતકારી અનુભવો મલ્યા હતા તે ઊપરથી રેલવેઓ વધારવાની રાજદવારી તેમજ લશ્કરી જરૂરયાત તેને માલમ પડી હતી. આ બોહોળાં શેહેનશાહાતમાં ૧૮૩૭થી ૧૮૪૩ સુધીમાં માત્ર ૨૫ વર્સ્ત (૧૬ $\frac{2}{3}$ માઇલ) જેટલો રેલવે સેંત પીતર્સબર્ગથી ઝારસ્કોજેસેલો સુધી બાંધેલો હતો. ૧૮૪૪ માં રેલવેની લંબાઈ વધારીને ૯૩૮ વર્સ્ત (૬૨૫ $\frac{1}{3}$ માઇલ)ની કરવામાં આવી હતી; એ પછી

૧૮૫૭ સુધી તેમાં કશો વધારો થયો નહતો; ૧૮૫૭ માં ૧૧૩ વસ્તં, ૧૮૫૮ માં ૧૫૭ વસ્તં, ૧૮૬૦ માં ૨૪૦ વસ્તં, ૧૮૬૧ માં ૪૬૨ વસ્તં, ૧૮૬૨ માં ૧૨૨૧ વસ્તં અને ૧૮૬૮ માં ૧૭૭૧ વસ્તં વધારવામાં આવ્યા હતા. આ રીતે તા૦ ૧ લી જેન્યુઆરી ૧૮૬૯ ને દિવસે ૬૫૬૯ વસ્તં (૪૩૭૯$\frac{1}{3}$ માઇલ) જેટલો રેલવે તૈયાર થઇ કામે લાગ્યો હતો. એ પછી રેલવેનો વધારો ઘણી ઝડપથી ચાલવા લાગ્યો હતો, અને ૧૮૭૩ ની શરૂઆતમાં યાને માત્ર ચાર વરસના અરસામાં તે બેવડાઇને ૧૩૬૨૩ વસ્તંનો થયો હતો. ૧૮૭૪ ની સરૂઆતમાં (ફીન્લૅન્દમાંના ૫૯૦ વસ્તં સુધાં) ૧૫૭૯૪ વસ્તં થયા હતા, જેમાં માત્ર ૧૫૨૭ વસ્તં જેટલી લાઇન પોહોલા માપ ઉપર હતી. જુલાઈ ૧૮૭૪ માં ૧૬૨૮૩ વસ્તં થયા હતા. અને ૪૩૨૪ વસ્તં તૈયાર થતા હતા. ૧૮૭૭ ની આખેરે ૨૦૧૩૨ વસ્તંની લાઇન ખુલ્લી મેલાઈ હતી. થોડુંક થયું દર વરસે સરાસરી ૧૭૮૦ વસ્તં જેટલી રેલવેની લંબાઈ વધતી જાય છે. એ રેલવેઓનો ઘણો જુજ ભાગ સરકારી ખરચનો છે, પણ ઘણો મોટો ભાગ ખાંનગી કમપનીઓએ સરકારી આશ્રા હેઠલ બનાવ્યો છે.—" પ્રજાઓની હાલત " નામનું પુસ્તક. ]

બાહાર આવેલા છેલ્લા સરકારી રીપોર્ત મુજબ તા૦ ૧ લી જૅન્યુઆરી ૧૮૮૪ ને દિવસે ફીન્લૅન્દ સુધાં યુરોપીઅન રશયામાં ૧૫૬૦૫ માઇલનો રેલવે ઉઘાડો મેલાયો હતો અને તે ઉપરાંત એ વરસે ૧૨૧૧ માઇલનો નવો રેલવે તૈયાર થતો હતો, જેમાંથી ૫૪૬ માઇલ એજ વરસે તૈયાર થઈ ચુકો હતો.

**મધ્ય એશયામાંનો રેલવે.**

એ તૈયાર થયલી લાઇન મધે ૧૪૪ માઇલનો રેલવે મધ્ય એશયામાંનો હતો. એ ૧૪૪ માઇલનો રેલવે

કૅસ્પ્યન સમુદ્રનાં અગની ખુણા ઉપર આવેલાં માઇકલો વસ્કથી કીઝીલ અર્વત સુધી લંબાયલો હતો, અને તે ૧૮૮૦-૮૧માં તૈયાર થયલો હતો. ૧૮૮૩ માં કાલા સમુદ્ર તથા કૅસ્પ્યન સમુદ્રને સાથે જોડનારો એક રેલવે બાંધવામાં આવ્યો હતો.

મુંબઈ ગેઝેટના ગઈ તા૦ ૮મી એપ્રિલના અંકમાં લનડનનાં દેલીન્યુસ પત્રના બર્લીનના ખબરપત્રીને આધારે જણાવવામાં આવે છે કે, "આસ્કાબાદથી મલેલી તારની છેલ્લી ખબર મુજબ મધય એશયાનો રેલવે કાખા સુધી યાને કૅસ્પિયન સમુદ્રના પુર્વ કોસ્તાથી ૫૯૦ વર્સ્ત (૩૯૦ માઇલ) જેટલો સંપૂર્ણ થયો છે. ચાલુ મહિનાની આખેરે મર્વ સુધી એ લાઇન તૈયાર થશે અને તર્કોમાન મુલકમાં પેહેલ વેહેલી રેલવે ત્રેન દોડવા માંડશે. કાખા અને મર્વ વચ્ચે પુલો અને સ્તેશ્નો બાંધવાનું કામ સંપૂર્ણ થયું છે. મર્વની ઊગાર પૂર્વ બોખારા તરફ મર્વથી રેલવેની લાઇન વધારવાનું કામ ગયે મહિનેથી શરૂ થઇ ચુક્યું છે, અને મર્વ તથા આમુ દર્યા ઉપર આવેલાં ચારજુઈ વચ્ચે પુસ્તા બાંધવાનું કામ ધમધોકાર ચાલે છે, જે કામ ખચીત આવતા ઊનાલામાં સંપૂર્ણ થશે. આક્ષસથી સમરકંદ સુધીમાં રશ્યન એનજીનેરોએ સઘલી અગતની સર્વે સંપૂર્ણ કરી છે. બાહાર આવેલી એમની યોજના મુજબ મધ્ય એશ્યામાંનો રેલવે નીચે મુજબ બંધાવવાને ગોઠવણ થઇ છે: કેસ્પ્યન સમુદ્ર ઉપર માઇકલોવસ્કથી કીઝીલ અર્વત (૨૪૫ વર્સ્ત), આસ્કાબાદ (૪૪૫ વર્સ્ત), કાખા (૫૯૦ વર્સ્ત)ને માર્ગે મર્વ સુધી (૭૭૦ વર્સ્ત=૫૧૦ માઇલ); ત્યાંથી આમુદર્યા ઉપર ચારજુઈ અને બોખારાથી સમરકંદ સુધી યાને સઘલા મલીને ૧૦૬૫ વર્સ્ત અથવા ૭૦૦ માઇલ. એમાંનો ⅔ જેટલો

ભાગ સંપૂર્ણ થઇ ચુકયો છે. એ રેલવે માટેના સ્લીપરો, પાટાઓ, ગાડાંઓ વગેરે સરકારી વખારમાંથી પુરાં પાડવામાં આવેછે. પણ એ છતાં કેસ્પિયન સમુદ્રથી ઑાક્ષસ નદિ સુધીનો રેલવે બાંધવાનો ખરચ ૧૨૨૫૦૦૦૦૦ રૂબલનો અડસત્યો છે. એ રેલવેની દેખરેખ રાખનાર વડા તરીકે જેનરલ ઍનેનકોફને ઠરાવવામાં આવ્યો છે. પ્રથમ તો મર્વથી સમરકંદ સુધી રેલવેની લાઇન લેઇ જવાશે કે નહીં તે શકમંદ લાગતું હતું, પણ હવે તે શક દુર થયો છે એટલુંજ નહીં પણ સમરકંદથીબી આગલ વધી રશ્યન તુર્કસ્તાનનાં પાયતખ્ત તાશકંદ સુધી બીજો ૩૦૦ વર્સ્તનો રેલવે બાંધવામાં આવશે. મર્વ–સમરકંદ–તાશકંદ રેલવેથી કેસ્પીઅન (એટલે ખુદ રશ્યા) અને તુર્કસ્તાન વચ્ચે સંપુર્ણ સંબંધ ચાલુ થશે, અને તે રશ્યાને રાજદવારી તેમજ વેપારને લગતી બાબતમાં ઘણોજ અગત્યનો થઇ પડશે. માત્ર બોખારાનોજ વાર્ષિક વેપાર ૩૫૦૦૦૦૦૦ રૂબલનો થાય છે અને એ રેલવે સંપૂર્ણ થવાથી તેમાં મોટો વધારો થવા વિના રેહેશે નહીં તેમજ રશ્યન કારીગરી માટે એક વીસ્તીર્ણ મુલક ખુલ્લો થશે. વલી સમરકંદ તથા ખોકંદમાં રેશમ તથા રૂ મોટા જથ્થામાં થાય છે અને રશ્યનો અત્યારથીજ ખુશી થવા માંડે છે કે, મધય એશ્યા સાથનો હીંદનો વેપાર હવે તુટી જશે અને તેઓ પોતે પોતાનો માલ સસતો કીંમતે આ નવા રેલવે મારફતે પોહોંચાડી શકશે. હીરાત સુધી હીંદી સરકાર પોતાનો રેલવે બાંધી જાય તો રશ્યનોની આ ઉમેદ ખોટી પડે. વળી રશ્યનોના આ નવા રેલવેથી ઇરાનમાં પણ રશ્યન વેપાર ઘણો ખીલી નીકલશે, કારણ કે એ રેલવે ઇરાંનની બરાબર ઉત્તરેજ આવેલો છે અને વનજારોના મુખ્ય રસ્તા ઉપરથી પસાર થાય છે. વળી મર્વથી મેશેદ સુધી એક બીજી શાખા

લાઇન બાંધવાનો પણ વિચાર રાખવામાં આવ્યો છે. મર્વને મધ્ય એશ્યાનું મુખ્ય શેહેર બનાવવાનો રશ્યનોએ ઠરાવ રાખ્યો છે, અને તેથી ત્યાં યુરોપનોને રેહેવા લાયકના મોટાં ઘરો બાંધવામાં આવે છે તથા સરકારને ખરચે ઘણીક નેહરો તથા વાવો ત્યાં ખેતીના ફાયદા માટે બાંધવામાં આવનાર છે. મધ્ય એશ્યામાંની રેલવે માટે મુખ્ય મુશ્કેલી એનજીનો માટે કોલસો મેલવવાની હતી, પણ એ લાઇન તરફ નેપ્થા તેલના ઝરાઓ નીકલી આવ્યાથી તે મુશ્કેલી દુર થઇ છે, કારણ કે એ તેલ કોલસાને બદલે વાપરી શકાશે. કીઝીલઅર્વત જે બે વરસ અગાઉ એક નાહાનાં ગામડાં જેવું હતું તે આજે વધીને મોટાં શેહેર જેવું થયું છે અને ત્યાંના મુખ્ય મોહોલ્લામાં વીજલીક રોશણી કરવામાં આવે છે."

ગયા નવેમ્બર માસનાં પેહેલાં અઠવાડયાંના મેલ સાથે મલેલી ખબર મુજબ મધ્ય એશયાનો રેલવે ચારજુઇ સુધી તૈયાર થઇ વેપાર માટે ઊઘાડો મેલવામાં આવ્યોછે. ચારજુઇ બોખારાથી માત્ર ૧૦૦ વર્સ્ત (૬૬⅔ માઇલ)ના તફાવતે છે. કહે છે કે બોખારા સુધીનો રેલવે સમાપ્ત થવા પછી "મધ્ય એશ્યાના શેહેનશાહ" દાખલ સમરકંદ ખાતે રશ્યન શેહેનશાહને રાજ્યાભિષેક કરવાની ક્રિયાનો દિવસ નક્કી કરવામાં આવશે.

પાયોન્યરના તા૦ ૨૭ નવેમબરના અંકમાં એક રશ્યન પત્રને આધારે જણાવવામાં આવે છે કે, "નીજનીનોવગરોદ ખાતેના છેલા વાર્શીક મેલા વખતે રશ્યન સરકારે એક જાહેરનામું બાહાર પાડી જણાવ્યું હતું કે, હવેથી સઘલો વેપાર ત્યાંથી રેલવે મારફતે આમુ દર્યા ઊપર ચારજુઇ સુધી અને ત્યાંથી બોખારા સુધી તે તરફ રેલવે થાય ત્યાં સુધી વનજાર મારફતે તથા વાહાણો મારફતે ખીવા સુધી ચલાવવામાં

આવશે. નીજનીનોવગરોદથી બોખ્ખારા સુધી માલ લાવવા માટે દર પુદ (૩૬ રત્તલ) દીઠ ૧ રૂબલ (એટલે ૩ શી. ૨.૦૫૪પે.) અને ૨૦ દોકડાનો ભાવ ઠરાવ્યો છે. આ ભાવ ઘણોજ ઓછો છે અને તેથી મધ્ય એશઆ સાથનો યુરોપનો વેપાર ઘણોખરો હવે એજ રસ્તે ચાલવા માંડશે. રૂ લેઈ જવાનો ભાવ દર પુદે $\frac{1}{30}$ કોપેકનો ઠરાવ્યો છે જે દર ઘણો મોટો છે એમ જણાવી તે ઘટાડી $\frac{1}{50}$ કોપેકનો કરવાને નોવોઇવિરેમ્યા ભલામણ કરે છે. રૂનો વેપાર પણ એ લટા તરફ સારો ચાલે છે, કારણ કે, ગયે વરસે તાશકંદ, ખીવા તથા બોખ્ખારાથી ૫૫૦૦૦ ગાંસડી રૂ નીકાસ થયો હતો. નોવોઇવિરેમ્યા કહે છે કે, રશ્યા ખંતથી કામ લેશે તો ઇરાન સાથનો સઘળો વેપાર ઇંગ્લંડ તથા આસ્ટ્રોહંગરીના હાથમાંથી લેઈ મેળવાને તે શક્તિવાન થશે."

## તારની લાઇન.

[ રશ્યામાં તારની લાઇન પેહેલ વેહેલી ૧૮૫૩ માં નખાઈ હતી અને ૧૮૬૮ ની આખેરી સુધીમાં એ લાઇનની લંબાઈ ૨૪૮૨૦ માઇલની થઈ હતી. વળી ત્યારબાદ સાઇબીરીયાને માર્ગે સ્રેતેંસ્કથી ચારબ્રોકા સુધી ૧૩૩૩ માઈલની નવી લાઇન બાંધવામાં આવી હતી; આ લાઇનનું કામ ઘણુંજ મુશ્કેલ હતું, કારણ કે તે એક જંગલી પાહાડી મુલકમાંથી પસાર થાય છે જે મુલકનો ૬૪૧ માઇલ જેટલો ભાગ પુષ્કળ ગીચ જંગલોથી ભરેલો છે અને ૧૩૨ માઇલ જેટલા ભાગ ઊપર મુદ્દલ વસ્તી નથી. તા૦ ૧ લી જૅન્યુઆરી ૧૮૭૩ ને દિવસે તારની લાઇનની કુલે લંબાઇ ૫૭૯૬૭ માઇલની હતી.—"પ્રજાઓની હાલત" નામનું પુસ્તક. ]

. ૧૮૮૩ માં રશીયામાં તારની લાઇનની લંબાઇ ૬૫૩૯૪ માઇલની થઇ હતી, અને તેને માટે ૨૯૫૭ તાર આફીસો હતી. ૧૮૮૩ માં કુલે ૧૦૨૨૨૧૩૯ તારના સંદેસા આવ જાવ થયા હતા અને એ વરસે તેની આવક જાવકનો હીસાબ કાહાડતાં ૨૦૯૪૫૯ પાઉંડ નફાના નીકળ્યા હતા. છેલ્લાં થોડાંક વરસ થયાં રશ્યાનું તારખાતું સારો નફો કરે છે જેનો થોડોક ભાગ તારની લાઇનના વધારા પાછળ રોકવામાં આવે છે.

## ટપાલ ખાતું.

[૧૮૬૮ માં રૂશ્યા મધે માત્ર ૧૬૦૭ ટપાલ આફીસો હતી, જે ૧૮૭૨ ના વચલા ભાગમાં વધીને ૨૧૨૯ અને ૧૮૭૬ માં ૩૫૭૧ થઇ હતી. ૧૮૨૫ માં ૫૦૦૦૦૦૦; ૧૮૩૫ માં ૬૦૦૦૦૦૦; ૧૮૪૦ માં ૮૦૦૦૦૦૦; ૧૮૫૦ માં ૧૨૦૦૦૦૦૦; ૧૮૫૫ માં ૧૬૦૦૦૦૦૦ કાગલો ટપાલ આફીસ મારફતે આવજાવ થયા હતા. ૧૮૭૧ માં ૨૭૪૪૮૯૬૩ અને ૧૮૭૨માં ૩૫૬૨૬૧૧૫ ટપાલના સ્ટૅંપો વેચાયા હતા. ૧૮૭૬ માં ૬૭૮૦૦૦૫૬ કાગલોની આવજાવ થઇ હતી. જેનું પ્રમાણ માણસ દીઠ માત્ર ૧ નું આવતું હતું.—“ પ્રજાઓની હાલત ” નામનું પુસ્તક. ]

૧૮૮૩ માં ૧૨૬૩૭૮૯૭૧ કાગલો તથા પોસ્તકાર્ડો, ૨૮૮૭૯૨૬ પાર્સલો, ૯૫૪૧૨૦૯ નમુના, ૯૩૫૧૯૭૬૫ વર્તમાનપત્રો તથા ૨૭૪૨૧૬૫૯૦૯ રૂબલની કીંમતનાં નાણાં સાથનાં ૯૮૬૫૪૭૩ કાગલો રશ્યન ટપાલખાતાં મારફતે આવજાવ થયાં હતાં. ૧૮૮૩ માં આખાં શેહેનશાહાત મધે ૪૬૬૩ ટપાલ આફીસો હતી. સામાન્ય રીતે ટપાલખાતાંનો ખરચ આવકમાંથી પુરો થઇ શકતો નથી.

# મધ્ય એશયામાંનાં રશયન શેહેનશાહાતનો કારોબાર.

મધ્ય એશયામાં રશયાએ હવે એક ઘણું સારૂં શેહેનશાહાત સ્થાપ્યું છે, જેના કારોબાર માટે કરવામાં આવેલી ગોઠવણોનું વર્ણન પાયોન્યરના તા૦ ૧૭મી નવેમ્બરના અંકમાં રશયાનાં સરકારી ગેઝેટ ઊપરથી નીચે મુજબ આપવામાં આવ્યું છે:—એ સરકારી ગેઝેટમાં સરૂઆતમાં જણાવવામાં આવે છે કે, આવતી તા૦ ૧ લી જૅન્યુઆરીથી એ નવો કારોબાર અમલમાં મેલાશે તથા શેહેનશાહાતનું મેહેસુલ સંબંધી બંધારન પણ ત્યાં એજ વખતે દાખલ કરવામાં આવશે. એ બાબદમાં ધારા ઘડનારને કાંઈ જેવી તેવી મુશ્કેલી નડી નથી. મજકુર ગેઝેટ એ બાબદ બોલતાં કહે છે કે, "એ એક બીજાની વિરૂદ્ધના તત્વો—(૧) યુરોપ્યન રાજયની હાજતોને (૨) તરેહવાર જુદી જુદી અને ઓછી બુદ્ધીની પ્રજાઓના રેવાજો તથા રીતભાતો સાથે મલતી કરવાની જરૂર માલમ પડી છે. એ બંનેને રાજી રખાય એવો ભાગ્યશાલી માર્ગ શોધવાનો હતો અને તે માર્ગ એકસરખાં ડાહપન અને દુર અંદેશીથી શોધવામાં આવ્યો છે એમ કબુલ કરવું જોઇએ. તુર્કસ્તાનને ત્રણ વિભાગોમાં વેહેચવામાં આવ્યું છે:—(૧) સિરદર્યા (આમુદર્યા સુધાં); (૨) ફરઘાના, (૩) સમરકંદ. એ ત્રણેના વડા તરીકે એક ગવરનર જેનરલને ઠરાવ્યો છે, જે સમરકંદ ખાતે રેહેશે, અને ત્યાંજ કારોબાર ચલાવવાની જુદી જુદી શાખાઓની વડી આફીસો પણ રેહેશે. દરેક વિભાગ ઊપર એક લશકરી સરદાર નેમ્યો છે જેની સત્તા યુરોપ્યન રશયામાંના દીવાંની ગવરનરો કરતાં વધારે છે. એજ લશ્કરી સરદારો તુર્કસ્તાનમાં અત્યાર સુધી